# ઈસ્લામ

## એક સ્વયં-સિદ્ધ
## ઈશ્વરીય જીવન-વ્યવસ્થા

*ઈશ્વરીય ધર્મોના અંતિમ સંસ્કરણ ઈસ્લામનું એક નિષ્પક્ષ અધ્યયન અને તથ્યો પર આધારિત વિશ્લેષણ*

લે. રાજેન્દ્ર નારાયણ લાલ
એમ.એ. (ઈતિહાસ)
કાશી હિન્દુ વિશ્વવિદ્યાલય

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

શ્રી રાજેન્દ્ર નારાયણ લાલજીના આ પુસ્તકને પ્રકાશિત કરીને અમે ખૂબ હર્ષની લાગણી અનુભવી રહ્યા છીએ.

આ પુસ્તક સર્વપ્રથમ ઈ. ૧૯૭૮ માં ઇસ્લામી સાહિત્ય સદન, રામનગર, વારાણસી (યુ.પી.)થી પ્રકાશિત થયું હતું. તે પછી સાહિત્ય સૌરભ, નવી દિલ્હી અને મધુર સંદેશ સંગમ, નવી દિલ્હીથી પ્રકાશિત કરવામાં આવ્યું, અને હવે ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત (અહમદાબાદ) તરફથી પ્રકાશિત કરવામાં આવી રહ્યું છે, જેથી ગુજરાતી ભાષી સુજ્ઞ વાચકો વિદ્વાન લેખકના ઇસ્લામ અંગેના વિચારો અને અભિપ્રાયથી સુપરિચિત થઈ શકે.

આ પુસ્તકમાં ઠેકઠેકાણે ફૂટનોંધ આપવામાં આવી છે, જે આદરણીય અબૂ મુહમ્મદ ઇમામુદ્દીન રામનગરી દ્વારા લિખિત છે.

શ્રી રાજેન્દ્ર નારાયણ લાલજી દ્વારા પ્રસ્તુત સામગ્રીમાં ક્યાંક-ક્યાંક કોષ્ટકમાં સ્પષ્ટીકરણ હેતુ અમુક શબ્દો પ્રકાશક દ્વારા આપવામાં આવેલ છે.

દેશવાસીઓમાં એક-બીજાનાં ધર્મો અને વિચારોનું નિષ્પક્ષ અધ્યયન કરવાનું વાતાવરણ ઊભું થાય, એ જ ઉદ્દેશ્ય છે આ પુસ્તકને પ્રકાશિત કરવાનો.

આમ, આ પુસ્તકના અધ્યયનથી જ્યાં એક તરફ ઈસ્લામને તેના સાચા સ્વરૂપમાં સમજવામાં મદદ મળશે, ત્યાં બીજી તરફ દેશમાં સાંપ્રદાયિક સૌહાર્દનું વાતાવરણ પણ બનશે અને પ્રસરશે, એવી અમને આશા છે.

આ પુસ્તકના ઉર્દૂ, અંગ્રેજી, હિન્દી અને અન્ય ભાષાઓમાં પણ અનુવાદો થઇ ચૂક્યા છે. હવે આ ગુજરાતી ભાષામાં અનુવાદ આપની સામે પ્રસ્તુત છે.

—: પ્રકાશક :—

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

# નિવેદન

શ્રી રાજેન્દ્ર નારાયણ લાલના પુસ્તકને પ્રકાશિત કરતાં અમે અનહદ આનંદ અનુભવી રહ્યા છીએ. અમે સુજ્ઞ વિચારશીલ વાચકોથી નિવેદન કરીશું કે રાજેન્દ્રજીએ હિંદુ ધર્મ, બૌદ્ધ મત અને ખ્રિસ્તી ધર્મ વિશે જે વિચારો વ્યક્ત કર્યા છે, અને અમે તેના સમર્થન રૂપે જે નોંધો લખી છે, તેને મતભેદ કે વિવાદ ન સમજવામાં આવે. જો રાજેન્દ્ર નારાયણજીના વિચારો વાસ્તવિકતાઓ પર આધારિત છે, તો અતિ વિચારણીય બની જાય છે. રાજેન્દ્રજી પહેલા વ્યક્તિ નથી, જેમણે ઇસ્લામ વિશે આવા વિચારો વ્યક્ત કર્યા છે. ભારત અને અન્ય દેશોના વિદ્વાનો આ પ્રકારનાં વિચારો કરતા જ રહે છે અને તેમાંથી કેટલાય લોકો તો ઇસ્લામ ગ્રહણ કરી લે છે. ઇસ્લામના પ્રશંસકો તો અનેક છે.

આ વિશે અમે એક ઉદાહરણ પ્રસ્તુત કરી રહ્યા છીએ. જાન્યુઆરી ઈ. ૧૯૭૯ ના અંતે રાયચૂર (કર્ણાટક)ની હાઈકોર્ટના ન્યાયાધીશશ્રી રામાજીના સન્માનમાં મુસલમાનો તરફથી એક સભાનું આયોજન કરવામાં આવ્યું. સભામાં ડેપ્યુટી કમિશ્નર, સ્પેશ્યલ ડેપ્યુટી કમિશ્નર ઑફ પોલીસ, એસ.પી. અને જિલ્લાના મુખ્ય અધિકારીઓ ઉપસ્થિત હતા. ન્યાયાધીશ મહોદયને અને સૌ સજ્જનોને પવિત્ર કુર્આનના કન્નડ અનુવાદની એક-એક નકલ ભેટ સ્વરૂપે આપવામાં આવી. ન્યાયાધીશ મહોદયે (પવિત્ર કુર્આનનો) અનુવાદ લઈને ભાષણ કરતાં કહ્યું –

''પવિત્ર કુર્આનનો અનુવાદ પ્રાપ્ત કરીને મારા આનંદની કોઈ સીમા નથી. વાસ્તવમાં આ મારું મોટું સૌભાગ્ય અને ખુદાનો ઉપકાર છે. મેં મહાન કુર્આનનું અધ્યયન નથી કર્યું, તેથી હું આ પવિત્ર ગ્રંથ વિશે વિસ્તારપૂર્વક કંઈ કહેવાનું સાહસ કરી શકતો નથી, પરંતુ મેં કુર્આનના સંદેશ વિશે કેટલાક પુસ્તકો વાંચ્યા છે અને અમુક સૂરઃઓ (પ્રકરણો)નું અધ્યયન કર્યું છે, તેનાથી મને જ્ઞાત થયું કે કુર્આન ખુદાના પયગંબર મુહમ્મદ સાહેબ (સલ્લ.) પર અવતરિત થયું છે, અને આ સંદેશ કોઈ વિશેષ સંપ્રદાય માટે નથી, બલ્કે સમસ્ત માનવજાતિ માટે છે. ઇસ્લામ શબ્દ જ સમગ્ર માનવજાતિને સલામતીનો સંદેશ આપે છે. કુર્આને બતાવ્યું છે કે ઈશ્વર એક છે, જે સૃષ્ટિનો સર્જનહાર, સ્વામી અને સમગ્ર માનવતા માટે દયાળુ અને સ્નેહશીલ છે. પવિત્ર કુર્આનનો આરંભ જ ઈશ્વરની સ્તુતિ અને પ્રશંસાથી ભરપૂર છે કે, 'તમામ પ્રશંસા ઈશ્વર માટે જ છે, જે

સમગ્ર સૃષ્ટિનો સ્વામી છે, પરમ્ દયાળુ અને કૃપાળુ છે. કયામત (મહાપ્રલાય) ના દિવસનો માલિક છે. અમે તારી જ ઉપાસના કરીએ છીએ અને તારાથી સહાયતાની પ્રાર્થના કરીએ છીએ. અમને સીધો માર્ગ બતાવ.' હું આ શબ્દોને કે, 'અમને સીધો માર્ગ બતાવ' ફરીથી દોહરાવું છું. પહેલી સૂરઃના આ શબ્દો વાસ્તવમાં ચાવીરૂપ છે. આ પવિત્ર ગ્રંથમાં સમગ્ર માનવજાતિના પથ-પ્રદર્શન માટે આ જ આરંભિક શબ્દોની વ્યાખ્યા કરવામાં આવી છે. પવિત્ર કુર્આન બતાવે છે કે ઈશ્વર એક છે, જે સૃષ્ટિનો સ્વામી છે. તેથી તેણે દર્શાવેલ માર્ગ પર ચાલવું જોઈએ. કુર્આનની શિક્ષા અનુસાર ચાલવાથી જ માનવીની વધતી જતી સમસ્યાઓનું સમાધાન થઈ શકે છે.'' (દૈનિક પત્ર 'દાવત' દિલ્હી, તા. ૪ ફેબ્રુઆરી, ૧૯૭૯)

કર્ણાટકના વિભિન્ન શહેરોમાં આ અનુવાદનાં ઉદ્ઘાટન સમારંભો થયા છે અને હિંદુ ભાઈઓને આ અનુવાદ આપવામાં આવ્યો છે, હિંદુ ધાર્મિક આગેવાનોએ પણ ન્યાયાધીશ મહોદયની જેમ પવિત્ર કુર્આન પ્રત્યે પોતાના પ્રતિભાવો વ્યક્ત કર્યા છે.

પવિત્ર કુર્આનને કોઈ વ્યક્તિ ઈશ્વરીય ગ્રંથ માને કે ન માને, પરંતુ તેના અંતિમ ધર્મગ્રંથ હોવાથી તો કોઈ ઈન્કાર કરી શકતું નથી. પવિત્ર કુર્આનના આવિર્ભાવને ૧૪૦૦ વર્ષ ઉપરાંત થઈ ગયા છે, આ લાંબી મુદતમાં મોટા-મોટા દાર્શનિકો, વૈજ્ઞાનિકો, રાજનીતિજ્ઞો, સાહિત્યકારો અને કવિઓ થઈ ગયા, પરંતુ એ દાવાની સાથે કોઈ ઊભો નથી થયો કે તે ઈશદૂત છે, તેના પર ઈશ્વરીય જ્ઞાન અવતરિત થાય છે, અને કોઈપણ લેખકે અને ગ્રંથકારે એ દાવો પણ નથી કર્યો કે તેની કૃતિ એક ઈશ્વરીય પુસ્તક છે. આ એક પ્રત્યક્ષ પ્રમાણ છે મહામાનવ હઝરત મુહમ્મદ સાહેબ (સલ્લ.) ના ઈશદૂત અને પવિત્ર કુર્આનના ઈશ્વરીય ગ્રંથ હોવાનું.

સત્ય ઈશધર્મનો આધાર એ વિશ્વાસ છે કે ઈશ્વર સિવાય કોઈ ઈશ્વર નથી અને ન તો તેના ઈશ્વરત્વમાં કોઈ ભાગીદાર છે. એ જ સૃષ્ટિનો રચયિતા, સ્વામી અને સંચાલક છે; તેથી એ જ એક ઉપાસ્ય છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. જે કોઈ પણ નિર્વિકાર મનથી વિચારપૂર્વક પવિત્ર કુર્આનનું અધ્યયન કરશે, તે પામશે કે પવિત્ર કુર્આન આદિથી અંત સુધી આ જ વિશ્વાસ પર આધારિત છે. તેના વ્યક્તિગત, પારિવારિક, સામાજિક, સાંસ્કૃતિક, રાજનૈતિક અને આર્થિક નિર્દેશોનો સારાંશ એ છે કે માનવ-જીવન સંબંધી તમામ વિષયોની શિક્ષાનો સ્રોત આ જ વિશ્વાસ છે. આ જ ધર્મનું નામ ઇસ્લામ છે, અર્થાત્ પૂર્ણ જીવનમાં ઈશ્વરના આજ્ઞાકારી બનીને રહેવાનો ધર્મ.

પવિત્ર કુર્આન એવું નથી કહેતું કે એ જ એક માત્ર ઈશ્વરીય ગ્રંથ છે અને તે કોઈ નવીન ધર્મ લઈને અવતરિત થયેલ છે. તે ખૂબ જ વિસ્તારથી બતાવે છે કે આદિ સૃષ્ટિથી ઈશ્વર, મનુષ્યોમાંથી જ પોતાના સંદેશવાહકો નિયુક્ત કરતો રહ્યો છે અને

તેમના દ્વારા પોતાની શિક્ષા અને આદેશો પ્રદાન કરતો રહ્યો છે. તેમને જ 'નબી' અને 'રસૂલ' કહેવામાં આવેલ છે. પવિત્ર કુર્આન અનુસાર સંસારની દરેક જાતિમાં ઈશ્વરના સંદેષ્ટાઓ થયા અને તે સૌની મૂળભૂત શિક્ષા એ જ હતી, જેને ઇસ્લામ કહેવામાં આવેલ છે; અંતર જે કંઈ હતું તે દેશ અને સમય અનુસાર બાહ્ય રૂપમાં હતું, આંતરિક આત્મા સૌની એક જ હતી.

ઈશદૂતોની પરંપરા એ રહી છે કે પ્રત્યેક આવનાર સંદેશવાહક પોતાના પુરોગામીઓ તથા તેમના દ્વારા લાવવામાં આવેલ પુસ્તકોનું સમર્થન કરતો રહ્યો છે. આ જ પરંપરા અનુસાર મહામાનવ હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પોતાનાથી અગાઉના સંદેશવાહકોનું અને પવિત્ર કુર્આને પોતાનાથી અગાઉનાં ઈશગ્રંથોનું સમર્થન કર્યું. રાજેન્દ્ર નારાયણજીએ તદ્દન સાચું કહ્યું છે કે ઇસ્લામ ઈશધર્મનું અંતિમ સંસ્કરણ છે. આ જ વાત ઈશ્વરે પવિત્ર કુર્આનમાં આ પ્રમાણે કહી છે –

"હે રસૂલ ! અમે તમારા તરફ ગ્રંથ (કુર્આન) મોકલ્યો છે, જે સત્ય લઈને આવ્યો છે અને તેનાથી અગાઉના પુસ્તકોમાં જે કંઈ તેના સંમુખ વિદ્યમાન છે, તેને સત્ય સિદ્ધ કરવાવાળો અને તેનો સંયોજક અને રક્ષક છે." (કુર્આન, ૫:૪૮)

અમે જે શબ્દનો અર્થ 'સંયોજક' અને 'રક્ષક' લીધો છે, તે ખૂબ જ અર્થપૂર્ણ શબ્દ છે. મૂળ અરબી શબ્દ 'મુહઈમીન' છે. તેનો અર્થ નિરીક્ષણ, સાક્ષી, અમાનત, સમર્થન અને સહાયતા પણ છે; તેથી આ આયતનો મતલબ એ થયો કે તે સૌ સત્ય શિક્ષાઓ, જે અગાઉના ઈશગ્રંથોમાં હતી, કુર્આને તેમને પોતાનામાં સુરક્ષિત કરી લીધી છે, તે તેમના પર નિરીક્ષક છે, તેમની રખેવાળી કરી રહ્યો છે અને તેમનો સમર્થક છે, એ પુસ્તકોમાં જેટલી ઈશ્વરીય શિક્ષાઓ છે તેમને સત્ય સિદ્ધ કરે છે તેમજ તેમની સત્યતા પર સાક્ષી આપે છે. આ પુસ્તકોમાં ઈશ્વરીય શિક્ષાઓની સાથે બીજાઓની વાતો ભેળવી દેવામાં આવી છે, કુર્આનની સાક્ષી દ્વારા તેમને છાંટીને અલગ કરી શકાય છે.

આ તથ્યને ન સમજીને કુર્આન અવતરણ વખતના વિધર્મીઓ તથા વર્તમાન સમયના વિરોધીઓ કહે છે કે કુર્આનમાં અગાઉના પુસ્તકોની શિક્ષાઓની નકલ છે અને તેનું જ ઉદ્ધરણ છે. તેમનું આ કહેવાનું તાત્પર્ય એ હોય છે કે કુર્આન કોઈ ઈશગ્રંથ નથી, બલ્કે માનવ-રચિત પુસ્તક છે, જે અગાઉના ધર્મગ્રંથોના વિભિન્ન અંશો લઈને (હઝરત) મુહમ્મદ (સલ્લ.) દ્વારા સંકલિત કરી દેવામાં આવેલ છે અને તેને (કુર્આનને) ઈશવાણીના રૂપમાં પ્રસ્તુત કરવામાં આવે છે. ભ્રમ અને અજ્ઞાન પર આધારિત આ પ્રકારના વક્તવ્યોનું એક વિહંગાવલોકન કરવું તર્કસંગત હશે.

કોઈ જાતિ જ્યારે ધર્મભ્રષ્ટ થઈ જતી અને તેની સુધારણા માટે ઈશ્વર તરફથી કોઈ સંદેશવાહક ઉદયમાન કરવામાં આવતો, તો તે જાતિ બે ભાગોમાં વહેંચાઈ જતી .

એક વર્ગ જનસાધારણનો હતો, જેમાં સ્વતંત્ર વિચારના નિઃસ્વાર્થ લોકો હોતા.તેઓ ઈશદૂતનો સ્વીકાર કરીને તેમના સમર્થક બની જતા; અને બીજો વર્ગ જડવાદી, હઠાગ્રહી અને સ્વાર્થી આગેવાનો અને પંડિતો-પૂજારીઓનો હોતો. તે જોતો કે આ વ્યક્તિને ઈશદૂત માની લઈશું તો તેના આધીન થઈ જઈશું. અમારું માન-સન્માન અને સ્વાર્થ સમાપ્ત થઈ જશે. તેઓ વિરોધી બની જતા તો તેમની હત્યા સુદ્ધાં કરવા તૈયાર થઈ જતા. આ સ્થિતિએ પહોંચીને તેમના પર ઈશ્વરનો પ્રકોપ આવતો અને તેઓ નાશ પામતા. સુરક્ષિત તેઓ જ રહી જતા, જેઓ ઈશદૂતને માનવાવાળા હતા. પરંતુ અમુક પેઢીઓ પછી તેમના સંતાનોમાં ધીમે-ધીમે ફરીથી બૂરાઈ ફેલાવા લાગતી અને તેઓ આચરણ-ભ્રષ્ટ બની જતા, તો પોતાની ધાર્મિક-શિક્ષાઓમાં પણ ફેરફાર કરીને અને નવા શાસ્ત્રો રચીને ધર્મને પણ પોતાના આચાર-વિચારોના અનુકૂળ બનાવી લેતા, જેથી તેમને આચરણ-ભ્રષ્ટ કહેવામાં ન આવે અને તેમનું માન-સન્માન ઓર સુરક્ષિત રહે.

યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ પોતાના ધર્મ અને ધાર્મિક પુસ્તકોની સાથે આવો જ વ્યવહાર કર્યો. પવિત્ર કુર્આનમાં ખોલી-ખોલીને બતાવવામાં આવ્યું છે કે હઝરત મૂસા, હઝરત દાઉદ, હઝરત ઈસા વગેરે ઈશદૂતોની શિક્ષા શું હતી ? યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ તેને કેટલી ભ્રષ્ટ કરી નાખી છે ? અનુમાન કરી શકાય છે કે આપણા દેશ ભારતમાં પણ શું-શું નહીં થયું હોય ? જો આવું નથી થયું તો કૃષ્ણજીનો એ કહેવાનો શું અર્થ છે કે જયારે-જયારે ધર્મની હાનિ થાય છે, ત્યારે-ત્યારે હું આવું છું. જો કે મારા મતે કૃષ્ણજીએ પોતાને ઈશ્વર નહીં કહ્યા હોય, ઈશપ્રેષિત કહ્યા હશે. તેમ છતાં આ વાક્યથી એ તો સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે અહીં સમયે-સમયે ધર્મ વિકૃત થતો રહ્યો છે. ગીતાના કૃષ્ણને આપણે વૃંદાવનની ગોપીઓ સાથે વિહાર કરતાં કયા રૂપમાં જોઈએ છીએ ? બુદ્ધજી તો વેદ-શાસ્ત્ર સુદ્ધાંને નહોતા માનતા, તેમનામાં પણ ઈશ્વરત્વ માની લેવામાં આવ્યું અને તેમને અવતારોમાં સામેલ કરી લેવામાં આવ્યા. સ્વામી દયાનંદ શું કહેતા-કહેતા સંસારમાંથી ગયા ?

જો આપણામાં ધર્મની સાચી ભાવના છે અને આપણે સત્યના જિજ્ઞાસુ છીએ, તો આપણે નિષ્પક્ષ ભાવે વેદ અને ઉપનિષદ અને કુર્આનનું અધ્યયન કરવું પડશે. આપણને સ્પષ્ટપણે ખ્યાલ આવી જશે કે આ પુસ્તકોમાં કેટલી ઈશ્વરીય શિક્ષા છે અને કેટલી બાહ્ય ભેળસેળ.

અબૂ મુહમ્મદ ઈમામુદ્દીન
રામનગર (વારાણસી)

# પૂર્વભૂમિકા

ચમત્કારથી લઈને નાનીસરખી ઘટના પણ ઈશ્વરીય ઇચ્છાનું પરિણામ હોય છે. આ સિદ્ધાંત આ સામાન્ય પ્રયાસ પર પણ ઘટિત થાય છે, જે વાચકોની સમક્ષ આ પુસ્તકના રૂપમાં પ્રસ્તુત છે. આ પુસ્તક પ્રશ્ન અને ઉત્તરના આધારે લખવામાં આવેલ છે. સંક્ષિપ્તતા તેની વિશેષતા છે, જે એ હેતુસર પ્રેરિત છે કે તથ્યોને જનમાનસ સમક્ષ દર્પણની જેમ મૂકી દેવામાં આવે. સંદર્ભોને જાણી-સમજીને એટલા માટે સ્થાન આપવામાં આવ્યું નથી કે સામાન્ય લોકોને વિષયનો પરિચય સુગમતાથી કરાવવામાં આવે, જેથી તેઓ કેવળ સામાન્ય જ્ઞાનના આધારે સ્વયં-સિદ્ધ નિષ્કર્ષ પર જાતે જ પહોંચી જાય અને તેમને કોઈપણ પ્રકારનો માનસિક તણાવ અને ઉલઝન ન થાય.

વૃદ્ધાવસ્થામાં મને સેવાનિવૃત્તિ પછી આધ્યાત્મિક અને માનસિક શાંતિની તીવ્ર આવશ્યકતા પ્રતીત થઈ. આ સંદર્ભમાં મને મારા ધર્મ અને અન્ય ધર્મોથી સાક્ષાત્કાર કરવો પડ્યો. તુલનાત્મક વિશ્લેષણ અને ચિંતન-મનનના આધારે મેં ઈસ્લામને માનનીય, તમામ સમસ્યાઓના આધારભૂત અને એક માત્ર સમાધાનના રૂપમાં જોયો, ચાહે આ સમસ્યાઓ વ્યક્તિગત, પારિવારિક, નાગરિક, સામાજિક, રાજનૈતિક, નૈતિક, ધાર્મિક, મનોવૈજ્ઞાનિક, આર્થિક, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય, આલોકિક અથવા પારલૌકિક હોય. સંક્ષિપ્તમાં, ઈસ્લામ આ તમામ માનવ-સમસ્યાઓ રૂપી તાળાઓની એક માત્ર ચાવી (Master Key) છે. ઈસ્લામની સ્પષ્ટતા, શક્તિ, સાદગી, સાર્વભૌમિકતા, પ્રમાણિકતા અસંશોધનીય છે. એકેશ્વરવાદ અને વિશુદ્ધ એકેશ્વરવાદ પ્રત્યક્ષ છે. તેની સાથે ઈસ્લામના પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નું વ્યક્તિત્વ અપ્રતિમ અને સંપૂર્ણ છે. જો કોઈપણ વ્યક્તિ ઈસ્લામને શુદ્ધ હૃદયથી અને પક્ષપાતરહિત બનીને સમજવાનો પ્રયત્ન કરે તો તે નિઃસંદેહ એ નિષ્કર્ષ પર પહોંચશે કે ઈસ્લામ એક સ્વયં-સિદ્ધ વાસ્તવિકતા છે. ઈસ્લામ પહેલાંના આરબો સાક્ષાત પાપગ્રસ્ત હતા. હઝરત મુહમ્મદ સાહેબે તેમને ઈસ્લામની શિક્ષા દ્વારા ખૂબ જ ટૂંકા ગાળામાં સર્વથા ધાર્મિક અને માનવતાનો આદર્શ બનાવી દીધા. કોઈપણ કામવાસનાગ્રસ્ત, ક્રોધી, વ્યભિચારી, જુગારી, ઝઘડાળુ, શરાબી, હિંસક, ચોર અને નિકૃષ્ટ અવિશ્વાસી જાતિનું એ જ પેઢીમાં હૃદય-પરિવર્તન કરી દેવું

એવો ચમત્કાર છે, જેનું ઉદાહરણ ઈતિહાસમાં બીજું નથી.[1] જો આરબ જાતિ સામૂહિક રૂપે દીર્ઘસ્થાયી અપરાધ રૂપી રોગથી ઇસ્લામ રૂપી ઔષધિ દ્વારા ટૂંકા ગાળામાં સ્વસ્થ થઈ ગઈ, તો આ દવા ઐતિહાસિક પ્રમાણના આધારે કોઈ માનવ-સમૂહ માટે, જે આ પ્રકારના રોગમાં ગ્રસ્ત હોય, એક પ્રમાણિક અચૂક ઔષધિના રૂપમાં માન્યતા ધરાવે છે. મહદ્અંશે અત્યારે સમસ્ત સંસાર આ જ પ્રકારનાં રોગમાં ઓછાવત્તા અંશે ગ્રસ્ત છે, પરંતુ ભારતમાં આ રોગ મહામારીનું રૂપ ધારણ કરી રહ્યો છે, જેના માટે ઈશ્વર-પ્રદત્ત ઔષધિનો પ્રયોગ અનિવાર્ય અને આવશ્યક છે. ભારતીય ઉપમહાદ્વીપમાં મંત્રીથી લઈને સંત્રી સુધી તથા બજારથી લઈને કોર્ટ-કચેરી સુધી ભ્રષ્ટાચારમાં લિપ્ત થઈ રહ્યા છે. આશંકા છે કે અપવાદોને છોડીને, ક્યાંક સંપૂર્ણ દેશ જ અપરાધોમાં પ્રવૃત્ત ન બની જાય. ઇસ્લામ કોઈ ધર્મથી વૈમનસ્ય નથી રાખતો. તે મુહમ્મદ સાહેબથી અગાઉ પ્રગટ થયેલ તમામ ઈશદૂતોનો આદર કરે છે. તેની માન્યતા એ છે કે મુહમ્મદ સાહેબ અંતિમ ઈશદૂત હતા, તેમના અગાઉ અન્ય ઈશદૂતો દ્વારા પ્રેષિત ઈશ્વરીય નિર્દેશોમાં સ્વાર્થીઓ અથવા કાળની ગતિ દ્વારા જે મિશ્રણ કરી દેવામાં આવ્યું હતું અને જેના પરિણામે માનવો સત્ય-માર્ગથી વિચલિત થઈ ગયા હતા, તેમને કુર્આનના ઈશ્વરીય નિર્દેશોના રૂપમાં અંતિમ વિશુદ્ધ અને અત્યાર સુધીના સર્વથા અસંશોધનીય નિયમ પ્રદાન કરવામાં આવ્યા. આ વાસ્તવિકતા છે. રામ, કૃષ્ણ, મૂસા, બુદ્ધ અને ઈસા વગેરે પછી મુહમ્મદ (સલ્લ.)નું આગમન ઈશ્વરની ઇચ્છાથી તથા માનવ-કલ્યાણની આવશ્યકતાની પૂર્તિ માટે તો થયું

---

૧. એ વાત જાણવા યોગ્ય છે કે ભારતમાં શ્રી રામચંદ્રજી, શ્રીકૃષ્ણજી, મહાત્મા બુદ્ધ અને જે પણ મહાપુરુષો થઈ ગયા, તેઓ સૌ વિદ્વાન અને રાજપરિવારમાંથી હતા. દેશવાસીઓમાં મોટા-મોટા વિદ્વાનો અને દાર્શનિકો હતા, રામચંદ્રજીના પિતા દશરથનું રાજ્ય તો આદર્શ રાજ્ય હતું, કૃષ્ણજીના મામા અત્યાચારી હતા, કૌરવો અને પાંડવોનો ઝઘડો પારિવારિક હતો, આના સિવાય દેશમાં કોઈ અન્ય પ્રકારના અધર્મનો ઉલ્લેખ નથી મળતો, બુદ્ધજી પણ દેશમાં ફેલાયેલ અધર્મ વિરુદ્ધ નહોતા ઉઠ્યા, વૃદ્ધત્વમાં અને શબથી પ્રભાવિત થઈને સંસારથી વિરક્ત થઈ ગયા હતા.

મહામાનવ મુહમ્મદ સાહેબ (સલ્લ.)નો સમગ્ર દેશ કબીલાઓ (બિરાદરીઓ)માં વહેંચાયેલો હતો, કોઈ શાસન-વ્યવસ્થા જ નહોતી. આખા દેશમાં દુરાચાર ફેલાયેલો હતો; મદિરા, વ્યભિચાર, અત્યાચાર, ધાડ, લૂંટફાટ, અર્થાત્ કોઈ એવું કુકર્મ નહોતું જે પ્રચલિત ન હોય. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પણ ધર્મભ્રષ્ટ અને આચરણભ્રષ્ટ થઈ ગયા હતા. સમગ્ર દેશમાં મૂર્ખતાપૂર્ણ બહુદેવવાદ ફેલાયેલો હતો. મહામાનવની જાતિ, જે અનેકેશ્વરવાદી પૂજકોની ધાર્મિક નેતા પણ હતી, તે બધી રીતે વિદ્યાહીન હતી. મક્કા શહેરમાં, જે અનેકેશ્વરવાદનું કેન્દ્ર હતું, ગણત્રીની વ્યક્તિઓ જ લખવા-વાંચવાનું જાણતી હતી. તેઓ સર્વથા શિક્ષાહીન હતા, તો શાળા તો ક્યાંથી હોય ? અને ભણાવતું કોણ ? મહામાનવ હઝરત મુહમ્મદ (સલ્લ.) પણ નિરક્ષર જ રહી ગયા. મક્કાવાસીઓની પાસે ચાર-છ પાનાંઓનું પણ કોઈ ધાર્મિક પુસ્તક નહોતું, ન તેમનાં દેવી-દેવતાઓની કથા. બધું જ અવ્યવસ્થિત, મૌખિક અને અપરિવર્તનશીલ કુપ્રથાઓ અને પરંપરાઓનું ચલણ હતું, અને આખી આરબજાતિ આ પ્રથાઓમાં લિપ્ત હતી.

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ ઉપર)

હતું. 'ઈશ્વર એક છે' અને 'મુહમ્મદ સાહેબ તેના અંતિમ દૂત છે' આ ઈસ્લામનો મૂળ મંત્ર છે. વેદ ઈતિહાસની દૃષ્ટિએ પ્રાચીનતમ કાળના પુસ્તકો છે અને હિંદુઓના વિશ્વાસ અનુસાર તે ઈશ્વરકૃત છે. વૈદિક માન્યતા મુજબ ઈશ્વરનું એકત્વ સિદ્ધ છે. તેમાં સ્પષ્ટ ઉદ્ઘોષ છે – 'एकमेव द्वितीयो नास्ति', જેનો અર્થ છે ઈશ્વર એક છે અને બીજો નથી. અન્ય આસ્તિક ધર્મ પણ ઈશ્વરને એક જ માને છે, ભલે ને કાળાન્તરે તેમનો એકેશ્વરવાદ વિશુદ્ધ ન રહ્યો હોય. તેથી ઈસ્લામનો એકેશ્વરવાદ, જે 'કલિમા' નો પ્રથમ અંશ છે, સર્વગ્રાહ્ય છે. રહી ગયો 'કલિમા'નો બીજો અંશ 'મુહમ્મદ સાહેબ ઈશ્વરના અંતિમ દૂત છે' તો તે અંશ પણ સ્વયં-સિદ્ધ તથ્ય છે. શું તેના માટે કોઈ પ્રમાણની આવશ્યકતા છે? કહેવામાં આવ્યું છે કે 'प्रत्यक्ष किम् प्रमाणाम्' અર્થાત્ જે પ્રત્યક્ષ અને સ્પષ્ટ છે, તેના માટે પ્રમાણની શું આવશ્યકતા છે? ગણિત અને વિજ્ઞાનમાં બિંદુ માટે પરિભાષા છે કે બિંદુ (Point)નું માપ નથી. તેના પ્રમાણ માટે કહેવામાં આવે છે કે એ સ્વયં-સિદ્ધ (Axiom) છે, બરાબર આ જ તથ્ય મુહમ્મદ સાહેબના અંતિમ દૂતત્વના સંબંધે પણ ઘટિત થાય છે.[૧]

---

(પાછળના પૃષ્ઠની ફૂટનોંધથી આગળ)

આ એ સમય હતો, જ્યારે સંસારમાં ક્યાંય સત્ય-ધર્મ સ્થાપિત નહોતો. આવા દેશ, જાતિ અને સમાજને એકેશ્વરવાદી સત્ય-ધર્મથી પરિચિત કરાવવા તથા આચાર-વિચારની શૃદ્ધિ માટે ઈશ્વરે મહામાનવ હઝરત મુહમ્મદ સાહેબ (સલ્લ.)ને એકલા ઉઠાવ્યા, આપના ઉપદેશ અને આદેશથી એક ઈશ્વરવાદી સમૂહ સ્થાપિત થઈ ગયો અને ૨૩ વર્ષના નિરંતર પ્રયાસોના પરિણામસ્વરૂપ એવી વ્યાપક અને સર્વાંગી ક્રાંતિ ઉદ્ભવી કે ઈશ્વરીય સત્ય-ધર્મ સ્થાપિત થઈ ગયો, એક શુદ્ધ સભ્યતા અને સંસ્કૃતિ ઉદયમાન થઈ અને એક સુદૃઢ શાસન સ્થાપિત થઈ ગયું. આવી ક્રાંતિનું દૃષ્ટાંત માનવ-જગતમાં નથી મળતું.

૧. હવે તો વેદ ઋષિઓની ભવિષ્યવાણી અને મહાત્મા બુદ્ધની સૂચનાઓથી પણ મહામાનવ મુહમ્મદ સાહેબ (સલ્લ.)ના અંતિમ ઈશદૂત હોવું પ્રમાણિત થઈ ગયું છે. આ વિષયની જાણકારી માટે ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય, એમ.એ. (સંસ્કૃત, વેદ), ડી.ફિલ. (ધર્મ શાસ્ત્રાચાર્ય), ડિપ. ઇન જર્મન ના પુસ્તક અને મારી લખેલ વ્યાખ્યા 'વેદોં કે અંતિમ ઋષિ નરાશંસ, કુરઆન કે અંતિમ ઈશદૂત મુહમ્મદ સાહબ' જોઈ લેવા જોઈએ. વેદ પ્રકાશજી પોતાના પુસ્તકની પૂર્વભૂમિકામાં લખે છે –

"ઐતિહાસિક વિષયો પર શોધ કરવાની મારી ઉત્કૃષ્ટ અભિલાષા હંમેશાથી રહી છે. વેદોમાં, બાઈબલમાં તથા બૌદ્ધ ગ્રંથોમાં ઋષિના રૂપમાં જેમનાં આગમનની ઘોષણા કરવામાં આવી હતી, તે મુહમ્મદ સાહેબ જ સિદ્ધ થાય છે; તેથી અંતઃકરણે આ પ્રેરણા આપી કે આ સત્યને ખોલવું આવશ્યક છે, ભલે ને એ લોકોને ખરાબ લાગવાવાળું હોય."

"હું ધર્મમાં સંકુચિત ભાવનાના પક્ષમાં નથી; કોઈપણ વાત, કોઈપણ જગ્યાએ, જો ઉપયુક્ત અને ઉચિત કહેવામાં આવી છે, તો હું તેનો બહિષ્કાર કરવાનું સાહસ કરતો નથી. વેદોમાં બાર પત્નીઓવાળા એક ઊંટારોહક વ્યક્તિના હોવાની ભવિષ્યવાણી છે, જેનું નામ 'નરાશંસ' છે. નરાશંસનો અર્થ સાયણે એ કર્યો છે કે જે મનુષ્ય દ્વારા પ્રશંસિત હોય. મારો વિચાર અહીં સાયણ સાથે સહમત નથી. મારા મતે નરાશંસ શબ્દ એવા 'નર' અર્થાત્ વ્યક્તિનો સૂચક છે, જે પ્રશંસિત હોય. 'મુહમ્મદ' શબ્દ 'નરાશંસ'નો અરબી અનુવાદ છે.

'મુહમ્મદ'નો અર્થ તો એ જ છે, જે વેદ પ્રકાશજીએ કર્યો છે, પણ સાયણાચાર્યનો અર્થ લેવામાં આવે તો તે પણ

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ ઉપર)

એક બિનમુસ્લિમ પણ સામાન્ય બુદ્ધિથી તેને પ્રમાણિકતાથી સ્વીકારશે કે મુહમ્મદ સાહેબ પછી કોઈ એવો વ્યક્તિ સંસારમાં થયો નથી, જેને એક ધર્મ-પ્રવર્તકના રૂપમાં અનુયાયીઓની આટલી વિશાળ સંખ્યા અને અડગ માન્યતા પ્રાપ્ત હોય. જો કોઈ વ્યક્તિ દુ:સાહસ કરીને એ કલ્પના પણ કરે કે ઈસ્લામના સમાનાન્તર સંખ્યા અને વિશ્વાસની દૃષ્ટિથી ભવિષ્યમાં કોઈ જગતવ્યાપી ધર્મ સંભવ છે, તો તેને નાસમજ જ સમજવામાં આવશે. આ પ્રમાણે ઈસ્લામનો કલિમા 'લા-ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્-રસૂલુલ્લાહ' એ જ પ્રકારે સિદ્ધ છે, જે પ્રમાણે ભૂમિતિનો કોઈ પ્રમેય (Theorum), જેને સિદ્ધ કરવાની પ્રક્રિયામાં Q.E.D. લખવામાં આવે છે, અર્થાત્ 'જે સિદ્ધ કરવાનું હતું તે સિદ્ધ થઈ ગયું.' ઈસ્લામના પક્ષમાં આ સમર્થનથી બિનમુસ્લિમોએ અણગમો ન કરવો જોઈએ. દિવસને દિવસ, રાતને રાત કહેવું ઉચિત છે. હું વિશેષ રૂપે મારા સહયોગીઓ અને સહધર્મી હિંદુઓથી અનુરોધ કરું છું કે તેઓ મારા આ નિષ્કર્ષને પોતાની ખૂબ જ ગૌરવશાળી સહિષ્ણુતા અને વૈચારિક સ્વતંત્રતાના સિદ્ધાંતના પ્રકાશમાં દૃષ્ટિગોચર કરે તથા ઈસ્લામ અને મુહમ્મદ સાહેબને નિષ્પક્ષ થઈને સમજવાનો પ્રયત્ન કરે અને તેમના વિશે પોતાના નિરાધાર સંદેહોનું નિરાકરણ કરે. આવું કરવાથી તેઓ પોતાના વૈચારિક સ્વતંત્રતાના સિદ્ધાંતને લાભદાયક રૂપે ગૌરવાન્વિત કરશે. પોતાના ધર્મમાં સાપ અને પીપળાના વૃક્ષ વગેરેને આરાધ્ય બનાવવાથી સહિષ્ણુતાનો પરિચય પર્યાપ્ત નથી થતો અને ન તો માંસ, મત્સ્ય, મૈથુન અને મુદ્રાના સિદ્ધાંતના અનુયાયીઓને ધાર્મિક માન્યતા

---

**(પાછળના પૃષ્ઠની ફૂટનોંધથી આગળ)**

પૂર્ણરૂપે મહામાનવ મુહમ્મદ સાહેબ (સલ્લ.) પર ઘટિત થાય છે, કેમ કે સંસારમાં મહામાનવની જેટલી પ્રશંસા થઈ છે તથા થઈ રહી છે, કોઈ અન્ય વ્યક્તિની ન થઈ છે અને ન થઈ રહી છે.

મહાત્મા બુદ્ધની આગાહીના વિષયમાં વેદ પ્રકાશજી લખે છે —

''ઋષિને બૌદ્ધ ધર્મની ભાષામાં બુદ્ધ કહેવામાં આવે છે.... ગૌતમ બુદ્ધે પોતાના મૃત્યુ-કાળમાં શિષ્ય નન્દાને કહ્યું હું — 'નન્દા ! આ સંસારમાં હું ન તો પહેલો બુદ્ધ છું, ન અંતિમ બુદ્ધ છું. આ સંસારમાં સત્ય અને પરોપકારની શિક્ષા આપવા માટે પોતાના સમયે એક વધુ બુદ્ધ આવશે. તે પવિત્ર અંત:કરણવાળો હશે, તેનું હૃદય શુદ્ધ હશે, જ્ઞાન અને બુદ્ધિથી સંપન્ન તથા સૌ લોકોનો નાયક હશે, જે રીતે મેં જગતને અનશ્વર સત્યની શિક્ષા પ્રદાન કરી, એ રીતે તે પણ જગતને સત્યની શિક્ષા આપશે, જગતને તે એવો જીવન-માર્ગ બતાવશે, જે શુદ્ધ (અમિશ્રિત) તથા પૂર્ણ હશે. નન્દા ! તેનું નામ મૈત્રેય હશે.'

જાણ થાય કે ડૉ. વેદ પ્રકાશજીએ મહામાનવ મુહમ્મદ સાહેબના વિવિધ ગુણો અને વિશેષતાઓ સંબંધે ભવિષ્યવાણીઓ સંગ્રહિત કરી છે, અને તે તમામ મહામાનવ પર પૂરી ઉતરે છે. મહાત્મા ગૌતમ બૌદ્ધની ભવિષ્યવાણી શબ્દસ: મહામાનવ પર એ રીતે ઘટિત થાય છે કે જાણે મહાત્માએ મહામાનવને જોયા હોય. ડૉ. વેદ પ્રકાશજીએ એક બૌદ્ધ વિદ્વાનના લેખથી પ્રમાણિત કર્યું છે કે બૌદ્ધ ભાષામાં 'મૈત્રેય'નો અર્થ દયા છે અને મહામાનવનું એક ગુણવાચક નામ 'રહમત' છે, જેનો અર્થ પણ દયા છે. અંતિમ ઈશ્વરીય ગ્રંથ પવિત્ર કુર્આનનું એક વાક્ય છે — 'વમા અરસલના-ક-ઈલ્લા રહમતંલ્ લીલ આલમીન' (૨૧:૧૦૭) અર્થાત્ અમે તમને જગત માટે દયાસ્વરૂપ મોકલ્યા છે. વેદ પ્રકાશજીએ આ વાક્યને પોતાના ઉપરોક્ત પુસ્તકમાં ઉદ્ધૃત કર્યું છે.

આપવાથી વૈચારિક સ્વતંત્રતા પ્રશંસનીય બને છે. આ કેવળ નરી વિડંબના છે, જો આપણે સંસારના સર્વશ્રેષ્ઠ ઈશદૂત અને અદ્વિતીય સુધારક અને માનવજાતિના મહાનતમ્ પરોપકારી હઝરત મુહમ્મદને પોતાના મનો-મસ્તિષ્કમાં ઉચિત સ્થાન નથી આપતા. અસંખ્ય હિંદુ ધર્મગાથાઓમાં દેવતાઓ અને અવતારો દ્વારા પાપીઓના નાશનો ઉલ્લેખ સગર્વ કરવામાં આવ્યો છે, પરંતુ હઝરત મુહમ્મદ, જેઓ ઐતિહાસિક મહામાનવ છે, જેમણે પાપીઓનો નાશ ન કરીને તેમનાં પાપોનો નાશ કર્યો અને આ પ્રક્રિયા દ્વારા સામૂહિક રૂપે હૃદય-પરિવર્તન કરાવીને ખૂબ ટૂંકા સમયમાં પાપીઓને પુણ્યાત્મા બનાવી નાખ્યા.

હજાર વર્ષથી પણ વધારે સમયથી હિંદુઓ મુસલમાનોના સંપર્કમાં છે, પરંતુ આશ્ચર્ય છે કે તેઓ ઈસ્લામની સામાજિકતા અને નૈતિકતાથી પોતાના ધર્મની એટલી શ્રીવૃદ્ધિ ન કરી શક્યા, જેટલી કે ઇચ્છનીય હતી, જ્યારે કે ઈસ્લામના ભારતમાં આગમનના પૂર્વે અન્ય ધર્મો અને અન્ય સભ્યતાઓ અને સંસ્કૃતિઓ પ્રત્યે હિંદુઓ પૂર્ણ રૂપે સમન્વયવાદી હતા. આ ઉદાસિનતાનું મૂળ કારણ પરાજિત અને વિજેતાની દ્વેષ-ભાવના છે. તેની સાથે તેના માટે મુસલમાનો પણ ઓછા ઉત્તરદાયી નથી. આ લાંબા સંપર્કના ગાળામાં મુસલમાનોએ મોટાભાગે પોતાનો રાજનૈતિક પરિચય જ કરાવ્યો, હિંદુઓને ઈસ્લામનો વાસ્તવિક પરિચય ન કરાવ્યો.

આ એક કડવું સત્ય છે કે ભારતમાં મુસલમાનો આવ્યા, ન કે ઈસ્લામ.[1] મુસલમાનોએ રાજનીતિને મુખ્ય રૂપે, અને ઈસ્લામની નૈતિકતા, સભ્યતા અને સંસ્કૃતિને ગૌણ રૂપ આપી દીધું. મુસલમાનો સ્વયં જ ઈસ્લામના આદર્શના અનુરૂપ પોતાને ન બનાવી શક્યા, તેથી ઈસ્લામનું ભારતમાં પૂર્ણ રૂપે પ્રાગટ્ય ન થઈ શક્યું. ભ્રષ્ટાચારની અભિવૃદ્ધિના સંદર્ભમાં ઉચિત સમય હવે આવી ગયો છે કે મુસલમાનો પોતાને ઈસ્લામની નૈતિકતાના બીબામાં સ્વયંને ઢાળે અને બિનમુસ્લિમો સામે પોતાના ઉચ્ચ જીવન-આદર્શથી ઈસ્લામનું આકર્ષક મૂળ સ્વરૂપ પ્રસ્તુત કરે. માનવતાના કલ્યાણ માટે આ પરમ્ આવશ્યક છે. ભારત હાલ વિશેષ રૂપે ભ્રષ્ટાચાર-ગ્રસ્ત છે. રાજકારણીઓમાં નૈતિકતાનું પુનર્જાગરણ સંભવ નથી. વિચાર-પ્રધાન હિંદુઓ અને કર્મ-પ્રધાન મુસલમાનો મળીને વ્યાપ્ત અનૈતિકતાના નિવારણ હેતુ અભિયાન માટે શીઘ્ર અગ્રેસર થાય.

આ પુસ્તક સંબંધે થોડુંક બતાવી દેવું આવશ્યક છે. ઈસ્લામની પ્રશંસામાં અનેક

૧. આ સત્ય છે કે ઈસ્લામ ભારતમાં મુસ્લિમ વિજેતાઓ દ્વારા નહીં, બલ્કે મુસલમાન સિદ્ધ સંતો દ્વારા આવ્યો. એ મહાપુરુષોએ ઈસ્લામનો આદર્શ પણ પ્રસ્તુત કર્યો, તેઓ ઊંચ-નીચ અને છૂત-અછૂતને નહોતા માનતા, તેમણે નિમ્ન લોકોને ઉપર ઉઠાવ્યા, ગળે લગાવ્યા, માનવતાને સન્માન પ્રદાન કર્યું; તેઓ જે વસ્તીમાં બેસી જતા તેના ચોર, ડાકૂ, વ્યભિચારીઓ સુકર્મી બની જતા; એટલું જ નહિં, બલ્કે ઈસ્લામ સ્વીકારી લેતા. ભારતના અમુકને છોડીને સૌ મુસલમાનો એ જ સંતોના સમયના મુસલમાનોના સંતાનો છે.

મુસ્લિમ અને બિનમુસ્લિમ વિદ્વાનો ઘણુંબધું લખી ચૂક્યા છે. દ્વેષ-પ્રવૃત્તિવાળાં કેટલાક તથાકથિત વિદ્વાનો ઈસ્લામ અને ઈસ્લામના પયગંબરની આલોચના કરી ચૂક્યા છે. વાચકો આ પુસ્તકના સંબંધે પ્રથમ દૃષ્ટિએ એ વિચારી શકે છે કે મારા જેવો સામાન્ય અને સર્વસાધારણ વ્યક્તિ ઈસ્લામ પર શું નવો પ્રકાશ નાખશે ? આ સંબંધે મારું નમ્ર નિવેદન છે, અને કેમ કે ઈસ્લામ સંસારના સર્વસાધારણનો સર્વપ્રિય ધર્મ છે અને તેની પયગંબરી માટે સર્વસાધારણમાંથી જ ઈશ્વરે હઝરત મુહમ્મદને પસંદ કર્યા હતા અને તેની જ ઈચ્છાથી આ સર્વશ્રેષ્ઠ પયગંબર આજીવન સર્વસાધારણની જેમ જગતમાં રહ્યા, જેથી જનસામાન્યને તેમના સુધી પહોંચવામાં કોઈ મુશ્કેલી ન આવે;[1] તેથી મારા જેવા સામાન્ય વ્યક્તિ દ્વારા આ પુસ્તકનું પ્રકાશન કંઈક તો વજન ધરાવે જ છે, વિશેષતઃ સામાન્ય લોકો માટે, જેઓ જગતમાં બહુમતીમાં છે. મને આશા જ નહીં, વિશ્વાસ પણ છે કે ઈસ્લામના પૂર્વગ્રહયુક્ત આલોચકો આ પુસ્તક દ્વારા ઈસ્લામ અને ઈસ્લામના પયગંબર પ્રત્યે મિથ્યા-ધારણાથી વિરક્ત થશે.

**રાજેન્દ્ર નારાયણલાલ, એમ.એ.**

જુલાઈ, ૧૯૭૮ ઈ. વારાણસી.

૧. મહામાનવ હઝરત મુહમ્મદનું અરબસ્તાનમાં શાસન સ્થાપતિ થઈ ગયું હતું. આપ ઈચ્છતા તો પોતાના માટે રાજમહેલ બનાવી શકતા હતા, રાજવી જેવું જીવન વ્યતીત કરી શકતા હતા, પરંતુ આવી અભૂતપૂર્વ સફળતાથી આપના અતિ સામાન્ય જીવનમાં નામ માત્રનું પણ પરિવર્તન ન થયું. માટીની દીવાલોની નાની-નાની ખજૂરના પત્તાઓથી ઢંકાયેલ કોઠરીઓ, દરવાજા પર કમાડની જગ્યાએ ટાટનો પરદો, લૂખું-સૂકું ભોજન, મોટાભાગે ઉપવાસ, થીગડાં લગાવેલ વસ્ત્ર, કોથળા અને કંબલનો બિસ્તર, ખજૂરના પાંદડાઓથી ઢંકાયેલ મસ્જિદમાં ચટાઈ પર બેસીને તેઓ અરબસ્તાન પર શાસન કરતા હતા. આપ ઈશ્વરથી પ્રાર્થના કરતા હતા કે હું નિર્ધનોમાં જીવું અને નિર્ધનોમાં જ મરું. આવા હતા ઈશદૂત હઝરત મુહમ્મદ ! ઈતિહાસમાં આવા શાસકનું ઉદાહરણ નથી.

# ધર્મનું મહત્ત્વ

પ્રશ્ન — શું આ વૈજ્ઞાનિક યુગમાં પણ ધર્મનું મહત્ત્વ બાકી રહી ગયું છે ?

ઉત્તર — અવશ્ય ! વિજ્ઞાન અને ધર્મ એક-બીજાના વિરોધી નથી. વિજ્ઞાન એક વિકાસશીલ પાસુ છે. પાષાણ યુગથી પરમાણુ યુગ સુધી વિજ્ઞાનનો વિકાસ થતો આવ્યો છે અને ભવિષ્યમાં થતો રહેશે.. પાષાણ યુગમાં પથ્થરના હથિયારોનું એ જ મહત્ત્વ હતું, જે આજના આધુનિક યુગમાં અણુબોંબનું છે. ક્યારેક બળદગાડાનું એ જ મહત્ત્વ હતું, જે આજે વિમાનનું છે. આનાથી સ્પષ્ટ છે કે એક વૈજ્ઞાનિક શોધની ગરિમાનું મહત્ત્વ સમયની ગતિની સાથે ઘટતું જાય છે. પરંતુ આનાથી વિપરીત, સત્ય-ધર્મના સિદ્ધાંતો શાશ્વત અને સર્વકાલીન હોય છે. વિજ્ઞાન મનુષ્યની રહેણી-કરણીના સ્તર (Standard of Living)માં અભિવૃદ્ધિ કરી શકે છે, જેના ઉપર જો નિયંત્રણ ન કરવામાં આવે તો માનવ, દાનવમાં પરિવર્તિત થઈ જાય છે. બીજી બાજુ એક પૂર્ણ ધર્મ રહેણી-કરણીના સ્તર માટે પ્રેરિત કરે છે. સિનેમાના ઉપયોગ દ્વારા જીવનમાં ભલે મનોરંજન મળતું હોય, પરંતુ બાળકો અને ભૂલકાઓના ઉપવાસના મૂલ્યે નહીં. એક મોટરકાર આવશ્યક છે, પણ લાંચ-રુશ્વત દ્વારા નહીં. ચોરબજાર દ્વારા મેળવેલ ધનસંપત્તિથી બનેલ ઉચ્ચ જીવન-ધોરણ સર્વથા અનુચિત છે. કોણ સ્વીકારશે કે મોટા-મોટા અને આશ્ચર્યજનક આવિષ્કારો છતાં હાલ માનવતા અસંભવ છે. મનુષ્ય જેટલો ભૌતિક સુખની પાછળ દોડી રહ્યો છે, તે એટલો જ વાસ્તવિક આનંદથી દૂર થતો જઈ રહ્યો છે. વર્ડ્સ વર્થે સાચું જ કહ્યું છે કે આપણે ભૌતિક સુખમાં લીન થઈ ગયા છીએ. વિજ્ઞાન એક બેધારી તલવાર છે. વીજળી નિઃસંદેહ ઘરને પ્રકાશમાન કરી દે છે, પરંતુ જો અસાવધાનીથી મનુષ્ય તેનો સ્પર્શ કરી લે તો તત્કાળ તેના જીવનને અંધકારમાં બદલી શકે છે; એટલું જ નહિં, તેને બચાવનારાઓનું પણ એ જ પરિણામ આવી શકે છે, જો બચાવનારાઓ સાવધાની ન રાખે. વિજ્ઞાનમાં ગુણ અને અવગુણ બંને હોય છે, પરંતુ વિજ્ઞાનની બૂરાઈઓ પૂર્ણ ધર્મના સાર્વભૌમ સિદ્ધાંતો દ્વારા નિયંત્રિત કરી શકાય છે. અણુબોંબ, હાઈડ્રોજન બોંબ અને ન્યૂટ્રોન બોંબ વિજ્ઞાનની દેણ છે, પરંતુ રેડક્રૉસ અને સંયુક્ત રાષ્ટ્રસંઘ ધર્મની દેણ છે. ગમે તે થાય આપણે જીવિત રહેવાનું છે અને બીજા લોકોને પણ જીવિત રહેવા દેવાના છે, સંતોષ અને આદાન-પ્રદાનની નીતિથી જ

વ્યક્તિગત, પારિવારિક, સામાજિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સુખશાંતિ સુનિશ્ચિત થઈ શકે છે. પરલોકની પણ ચિંતા કરવાની છે. સત્ય-ધર્મ ઈશ્વરના માધ્યમથી એક માનવીનો બીજા માનવી સાથે સંબંધ નિરૂપિત કરે છે, તેથી સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સર્વવ્યાપી ઈશ્વરની છત્રછાયામાં આપણે આપણા જીવનરૂપી ભવનનું નિર્માણ કરવાનું છે — એ ભવન, જેમાં એટલી મંજિલો હશે કે સ્વયંની, પરિવારની, રાષ્ટ્રની તથા સમગ્ર માનવતા માટે જગ્યા હશે અને જેનો પાયો હશે સત્ય-ધર્મ ઉપર, જેનો ગારો-માલ હશે એકેશ્વરવાદ અને વિશ્વ-બંધુત્વનું મિશ્રણ.

પ્રશ્ન — 'હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે સંસારમાં જેટલા ધર્મો પ્રચલિત છે, તે બધા એક-બીજાના વિરોધી છે અને દરેક પોતાને જ શ્રેષ્ઠ બતાવે છે. આ સમસ્યાનું સમાધાન કેવી રીતે થઈ શકે છે ?

ઉત્તર — આ માટે જીવંત અને મહત્ત્વપૂર્ણ ધર્મોનું વિશ્લેષણાત્મક, તુલનાત્મક અને સમન્વયાત્મક અધ્યયન આવશ્યક છે. સંસારમાં એક ધર્મ હોવો તો સંભવ નથી. તેમ છતાં આપણે ઓછામાં ઓછા સર્વોત્તમ ગુણગ્રાહી (Eclectic) બની શકીએ છીએ. ચીનનો પ્રાચીન ધર્મ કન્ફ્યૂશિયસ હતો, જે અત્યારે અપ્રચલિત છે. જૈન ધર્મ, હિંદુ ધર્મમાં વિલીન થઈ ગયો છે. પારસી ધર્મ, શિખ ધર્મ, યહૂદી ધર્મ અને શિન્તો ધર્મ કાં તો ક્ષેત્રીય છે અથવા સંખ્યાની રીતે નગણ્ય છે. આમ, આ હેતુસર હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ ધર્મની તુલનાત્મક સમીક્ષા પર્યાપ્ત છે. અહીં એ વાતનો ઉલ્લેખ કરી દેવો ઉચિત હશે કે આ બધા ધર્મોની સમીક્ષા સ્વામી દયાનંદ સરસ્વતીએ પણ 'સત્યાર્થ પ્રકાશ' નામના પુસ્તકમાં કરી છે. ખૂબ દુઃખની વાત છે કે સ્વામીજીએ પૂર્વગ્રહ અને સંકુચિત દૃષ્ટિકોણનો માર્ગ અપનાવ્યો અને તેમણે કેવળ 'બાલ કી ખાલ નિકાલના'ને પોતાની સમીક્ષાનો આધાર બનાવ્યો. પરિણામ એ આવ્યું કે સ્વામીજી ભલે ધાર્મિક સુધારણાની ભાવનાથી પ્રેરિત રહ્યા હોય, પોતાના આંદોલનને વ્યાપક ન બનાવી શક્યા અને તેમનો આર્ય સમાજ કાર્યમાં તો નહીં, બલ્કે વિચારમાં ધર્માંધ હતો, થોડાંક સમયમાં જ મહત્ત્વહીન અને શક્તિહીન બની ગયો.

# હિંદુ ધર્મ

હિંદુ ધર્મનો કોઈ સંસ્થાપક નથી.[૧] પરંતુ તદનુસાર વેદ શ્રુતિ અર્થાત્ ઈશ્વરકૃત ગ્રંથ છે; પરંતુ સામાન્ય હિંદુએ ભાગ્યે જ વેદ જોયા હોય છે, તેથી તેના ઘરમાં તેની ઉપસ્થિતિનો તો પ્રશ્ન જ નથી. આ પરિસ્થિતિમાં સામાન્ય હિંદુ માટે તેનાથી જ્ઞાન-પ્રાપ્તિનો પ્રશ્ન તો ખૂબ દૂરની વાત છે. એટલું જ નહીં, સનાતન ધર્મ, જે હિંદુઓનો બહુમતીનો ધર્મ છે, તે બ્રાહ્મણોને છોડીને અન્ય વર્ણોને વેદ વાંચવાથી રોકે છે. આ હિંદુ ધર્મનું આશ્ચર્ય છે કે સામાન્ય હિંદુ, જેમાં ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર બધા છે, પોતાના ઈશ્વરકૃત ગ્રંથને વાંચવાથી પણ વંચિત છે.

આ પતનકાળનું, જેના અનુસાર બ્રાહ્મણો સિવાય અન્ય હિંદુઓને, વેદોને વાંચવાથી વંચિત કરવામાં આવ્યા, કારણ સામાન્ય બુદ્ધિની સમજથી બહાર છે. સંક્ષિપ્તમાં, આ ઈશ્વરકૃત ગ્રંથ કાં તો કોઈ વિશિષ્ટ સંસ્કૃત પુસ્તકાલયની શોભા વધારે છે, અથવા કોઈ નગરમાં આંગળીના વેઢે ગણી શકાય એટલા બ્રાહ્મણોના ઘરના ખૂણામાં શોભાયમાન રહે છે. એક સદી પૂર્વે આર્યસમાજે આ ધારણાના વિરુદ્ધ આંદોલન ચલાવ્યું અને હિંદુ-માત્ર માટે વેદોના અધ્યયનની તરફેણમાં અવાજ ઉઠાવ્યો, પરંતુ લોક-પ્રચલિત હિંદુ ધર્મ પર તેનો કોઈ પ્રભાવ ન પડ્યો. અન્ય વર્ણ અને સ્ત્રી સમાજ પોતાના ઈશ્વરકૃત ધર્મગ્રંથ વેદના અધ્યયનથી મનુસ્મૃતિના આદેશના અનુસરણમાં વર્જ્ય છે. આ સ્થિતિ છે હિંદુઓના ઈશ્વરકૃત ધર્મગ્રંથની. વેદોની પ્રાચીનતા ઐતિહાસિક છે.

---

૧. આ સંદર્ભમાં પ્રસિદ્ધ વિદ્વાન રામધારી સિંહ દિનકરનું શોધ-પુસ્તક જોઈ લેવું ઉપયુક્ત હશે. તેઓ પોતાના પુસ્તક 'સંસ્કૃતિ કે ચાર અધ્યાય'માં 'હિંદુ સંસ્કૃતિ કે રચયિતા' શીર્ષક હેઠળ લખે છે — "વાસ્તવમાં હઝરત ઈસાએ જે રીતે ખ્રિસ્તી ધર્મને અને હઝરત મુહમ્મદે ઈસ્લામને જન્મ આપ્યો, હિંદુ ધર્મ બરાબર એ રીતે કોઈ એક પુરુષની રચના નથી. જો તમે કોઈ હિંદુથી પૂછી લો કે તમારો ધર્મગ્રંથ કયો છે, તો તે સહસા કોઈ એક નામ નહીં બતાવી શકે. એ જ પ્રમાણે જો તમે તેને એ પ્રશ્ન કરો કે તમારો મુખ્ય ધર્મ-નેતા, અવતાર, નબી કે પયગંબર કોણ છે? ત્યારે પણ તે કોઈ એક અવતાર કે મહાત્માનું નામ લઈ નહીં શકે અને આ સાચું પણ છે, કેમ કે આપણો ધર્મ ન કોઈ એક મહાત્માથી આવ્યો છે અને ન કોઈ એક સંપ્રદાયથી. સાચું તો એ છે કે હિંદુત્વ કોઈ એક વિશ્વાસ પર આધારિત નથી, બલ્કે તે અનેક વિશ્વાસોનો સમુચ્ચય છે. જે રીતે ભારતીય જનતાની રચના અનેક જાતિઓને લઈને થઈ છે, જે સમયાંતરે આ દેશમાં આવતી રહી, એ જ રીતે હિંદુત્વ પણ એ વિભિન્ન જાતિઓના ધાર્મિક વિશ્વાસોના યોગથી બનેલ છે." (પૃ. ૪૫)
આગળ પણ અમે 'સંસ્કૃતિ કે ચાર અધ્યાય'થી વિસ્તૃત સંદર્ભો પ્રસ્તુત કરીશું.

વૈદિક ધર્મનો આધાર એકેશ્વરવાદ હતો, ન તેમાં મૂર્તિપૂજા હતી અને ન તેના મૂળમાં પુનર્જન્મનો સિદ્ધાંત હતો.[1] ચાર વર્ણો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રનું વિભાજન પણ એક પ્રકારે અર્થશાસ્ત્રના શ્રમ-વિભાજનના રૂપમાં હતું; પરંતુ પરસ્પરમાં આ વર્ણોમાં લગ્ન પણ થતા હતા. વિશ્વામિત્ર ક્ષત્રિય હોવા છતાં ગુણ-કર્મથી બ્રાહ્મણ ઋષિના પદ પર પહોંચી શક્યા. એ જ પ્રમાણે પરશુરામ બ્રાહ્મણ હોવા

૧. વાચકોને સંભવતઃ શ્રી રાજેન્દ્રજીની એ વાત આશ્ચર્યજનક લાગે કે વૈદિક કાળમાં આવાગમનની માન્યતા નહોતી, પરંતુ આવી વાત માત્ર રાજેન્દ્રજી જ નથી કહેતા, બીજા વિચારશીલ વિદ્વાનો પણ કહે છે. રામધારી સિંહ દિનકર 'સંસ્કૃતિ કે ચાર અધ્યાય' માં લખે છે –

''નાસ્તિકો અને ભૌતિકવાદીઓને છોડીને એવા હિંદુઓ ખૂબ ઓછા છે, જેઓ પરલોક-ભયને ન માનતા હોય. આ વૈદિક કાળની ભાવનાથી ભિન્ન ભાવના છે. વૈદિક ઋષિ નાસ્તિક કે ભૌતિકવાદી તો નહોતા, પણ મૃત્યુથી ડરવાની વાત તેમને નહોતી સૂઝી, ન તેમનામાં એ ભાવના હતી કે સ્વર્ગની સાથે ક્યાંક કોઈ નર્ક પણ હોઈ શકે છે, જ્યાં આત્માઓને યાતનાઓ ભોગવવી પડે છે. વાસ્તવમાં, આત્મા, પુનર્જન્મ, કર્મફળવાદના વિષયમાં વૈદિક ઋષિઓએ વધારે વિચાર કર્યો નહોતો.'' (પૃ. ૮૧)

વર્તમાન આવાગમન સિદ્ધાંતનો આધાર એ વિચાર છે કે મનુષ્ય, પશુ-પક્ષી, કીડા-મકોડાં, વૃક્ષ વગેરે જેટલાં પણ પ્રાણીઓ છે, તે સૌ પોત-પોતાના પૂર્વજન્મના કર્મફળના કારણે ઉત્પન્ન થયા છે. જો આવું ન માનવામાં આવે તો ઈશ્વર પર અન્યાયનો દોષ આવશે કે તેણે કોઈ પ્રાણીને ઉચ્ચ કોટિનું શરીર આપ્યું અને કોઈને નિમ્ન કોટિનું; મનુષ્યોમાં પણ કોઈને બળવાન, કોઈને દુર્બળ; કોઈને ધનવાન અને કોઈને નિર્ધન; કોઈને બુદ્ધિશાળી, કોઈને બુદ્ધિહીન વગેરે બનાવ્યા. આનો અર્થ એ થયો કે સૌ પ્રાણીઓમાં મુખ્ય પ્રાણી મનુષ્ય છે; કેમ કે સુકર્મ અને કુકર્મનો નિયમ મનુષ્ય પર જ લાગુ થાય છે. આ સિદ્ધાંત પર એ પ્રશ્ન ઊભો થાય છે કે મનુષ્યથી પહેલાં પૃથ્વી પર વૃક્ષ-વનસ્પતિ વગેરે ન હોત તો મનુષ્ય ખાતો શું? જીવિત કેવી રીતે રહેતો? તેની સાથે એ પ્રશ્ન પણ ઊભો થાય છે કે આદિ સૃષ્ટિમાં મનુષ્યના પુનર્જન્મના કર્મફળનો શું અર્થ?

આનો ઉત્તર આપવામાં આવ્યો છે કે સૃષ્ટિ અનાદિ અને અનંત છે. કહેવામાં આવે છે કે પુસ્તકોમાં તો સૃષ્ટિની ઉત્પત્તિનું વિસ્તારપૂર્વક વર્ણન મળે છે. ઉત્તર આપવામાં આવ્યો છે કે સૃષ્ટિની ઉત્પત્તિ અને વિકાસનું એક ચક્ર છે, તે અનાદિ અને અનંત છે. આ સૃષ્ટિ અનાદિ કાળથી બનતી આવી રહી છે તથા અનંત કાળ સુધી બગડતી રહેશે. આના ઉપર એ પ્રશ્ન ઊભો થાય છે કે પુસ્તકો અનુસાર આ સૃષ્ટિ સ્વયં ઉત્પન્ન નથી થઈ ગઈ, આપણને ઈશ્વરે ઉત્પન્ન કર્યા છે અને તેના દ્વારા જ તેનો અંત થશે; તેથી તેનું અનાદિ અને અનંત ચક્ર કેવી રીતે સિદ્ધ થાય છે? જવાબ આપવામાં આવ્યો કે ઈશ્વર અનાદિ અને અનંત છે, તેથી તેનું કાર્ય અનાદિ અને અનંત હોય છે.

એ વાત પર પણ પ્રશ્ન ઊભો થાય છે કે સૃષ્ટિ પણ ઈશ્વરનું એક કાર્ય જ છે, તો પછી તેનો વિનાશ કેમ થાય છે? તમે કોઈ યુક્તિ અને પ્રમાણ વગર સૃષ્ટિને અનાદિ અને અનંત માની લો તો પણ આવાગમન સાબિત નહીં થાય; કેમ કે દરેક સૃષ્ટિમાં તેની અવસ્થા એ જ હશે કે સૌ પ્રાણીઓ ઉત્પન્ન થશે અને તેમનો પુનર્જન્મ પ્રલય-કાળ સુધી સિદ્ધ નહીં થાય. શ્રી દુર્ગાશંકર સત્યાર્થીએ ઋગ્વેદના સાત મંત્રોથી સાબિત કર્યું છે કે કુર્આન અનુસાર વેદો પણ બે જ જન્મ બતાવે છે - એક જન્મ, જે વર્તમાન લોકમાં હોય છે અને બીજો પ્રલય-કાળમાં. પ્રલય-કાળમાં જન્મ કર્મ-ફળ ભોગવવા માટે હશે. સ્વામી દયાનંદ પર આશ્ચર્ય પ્રગટ કર્યું છે કે તેઓ આવાગમનને કેવી રીતે માનતા હતા? સત્યાર્થીજીનો લેખ (મર્કઝી મક્તબા ઇસ્લામી, નવી દિલ્હી-૨૫ દ્વારા પુસ્તક) 'વેદ ઔર કુરઆન'માં જોઈ શકાય છે.

વાસ્તવમાં વેદમાં આટલી બુદ્ધિ વિરુદ્ધ માન્યતા નથી હોઈ શકતી. આ પછીના કોઈ વિચારકની ધારણા છે, જેણે સૃષ્ટિ પર વિચાર નથી કર્યો. ઈશ્વરે તેનું (સૃષ્ટિનું) નિર્માણ જ વિભિન્નતા પર કર્યું છે તથા આ વિભિન્નતા દ્વારા જ ચાલી રહી છે. ધરતી અને આકાશ, સૂર્ય અને ચંદ્રમા સૌને જૂઓ, સૌ મનુષ્ય એક જ શ્રેણીના હોત તો કોણ કોને માનતું, વ્યવસ્થા કેવી રીતે સ્થાપિત થઈ શકતી?

છતાં પણ ગુણ-કર્મથી ક્ષત્રિય હતા. વશિષ્ઠ ઋષિ માટે કહેવામાં આવે છે કે તેઓ દાસી-પુત્ર હતા. વાલ્મિકી ઋષિ વિશે કહેવામાં આવે છે કે તેઓ બહેલિયા (જાતિના) હતા. રામ માટે કહેવામાં આવે છે કે તેમણે શબરી ભીલ (શુદ્ર)ના એંઠા બોર પ્રેમથી ખાધા. રામની સંમતિથી રાવણ અને વાલિની વિધવાઓના પુનર્લગ્ન પણ તેમના દિયરોથી થયાં હતા. આમ તો વેદોમાં નિયોગ (નિઃસંતાન વિધવા દ્વારા દિયર કે નજીકના સગાથી સંતાન-પ્રાપ્તિ માટે સંબંધ) નો પણ ઉલ્લેખ છે. કૃષ્ણની માન્યતામાં સગોત્ર લગ્ન પણ થતા હતા. રામે પોતાની સ્ત્રી (પત્ની)નો પરિત્યાગ પણ કર્યો હતો, ભલે તે ઉચિત હતો કે અનુચિત, એ વાત જુદી છે. દશરથની ત્રણેય રાણીઓ કૌશલ્યા, કૈકેયી અને સુમિત્રા પતિના મૃત્યુ પછી સતી નહોતી થઈ અને ન કૃષ્ણના સમયમાં તેમના સંબંધી કુંતી સતી થયા હતા.

સ્પષ્ટ છે કે વૈદિક કાળમાં તેમજ રામાયણ અને મહાભારત કાવ્યના સમયનાં ધર્મ અને સંસ્કૃતિ મધ્ય-કાળમાં પરિવર્તિત થઈ ગયાં અને વર્તમાન હિંદુ ધર્મ અને સંસ્કૃતિ પોતાના આદર્શ રામ અને કૃષ્ણના સમયનાં ધર્મ અને સંસ્કૃતિથી બધી રીતે વિપરીત છે. હિંદુ ધર્મમાં પરિવર્તન અને વિરોધાભાસ સમયાંતરે આર્યો, દ્રાવિડો, સિંધુ ખીણના લોકો, હૂણ, કુશાન વગેરે જાતિઓના મિશ્રણ અને પરિણામ-સ્વરૂપે તેમના ધાર્મિક વિશ્વાસોના મિશ્રણના ફળસ્વરૂપે થયો. વેદો, ઉપનિષદો અને આરણ્યકોનો એકેશ્વરવાદ ધીમે-ધીમે અનેકેશ્વરવાદમાં પરિણમતો ગયો. ઋષિઓ દ્વારા પ્રતિપાદિત સ્મૃતિઓ અને દર્શનશાસ્ત્રોને પણ ધાર્મિક માન્યતા પ્રદાન થઈ ગઈ. રામાયણ અને મહાભારત કાવ્યોને પણ ધાર્મિક માન્યતા પ્રાપ્ત થઈ ગઈ. નાસ્તિક જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મનો પણ હિંદુ ધર્મમાં વિલય થઈ ગયો. એટલું જ નહિં, વૈષ્ણવ, શૈવ અને શક્તિ ઉપરાંત વામપંથને પણ, વિચાર-સ્વતંત્રતાના નામે ધાર્મિક માન્યતા પ્રાપ્ત થઈ ગઈ. ચારસો વર્ષ અગાઉ તત્કાલીન બોલચાલની ભાષામાં પોતાની આત્માના સુખ માટે પોતાની પત્નીથી પ્રતાડિત તુલસીદાસના રામચરિત માનસને સર્વોપરી અને વ્યાપક માન્યતા એટલી હદ સુધી મળી કે ઉત્તર ભારતમાં એ જ હિંદુ ધર્મનો આધાર-સ્તંભ છે, જો કે તેનું હિંદીમાં હોવું દક્ષિણ ભારતમાં તેની અપ્રિયતાનું કારણ છે. એટલું જ નહિં, તુલસીકૃત અન્ય ગ્રંથોને પણ ધાર્મિક માન્યતા પ્રાપ્ત છે, વિશષતઃ હનુમાન ચાલિસાને. ચારસો વર્ષ પૂર્વે લખાયેલ બોલચાલની વૃજભાષામાં સૂરદાસ રચિત સૂરસાગરનું ધાર્મિક લોકો પઠન કરે છે. નવા દેવી-દેવતાઓનો આવિષ્કાર હજુ પણ ચાલુ છે, જેમાં આધુનિકતમ્ સંતોષી માતાનો આવિષ્કાર છે. હિંદુ ધર્મ વિશાળ ધાર્મિક સાહિત્યનો દાવો કરે છે. ઈશ્વરકૃત ચાર વેદોમાં - ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ છે. તેમનાં વિષયોથી ૯૯% હિંદુઓ અનભિજ્ઞ છે. અનેક સ્મૃતિઓ છે, જેમની વિચારધારાઓ ભિન્ન-ભિન્ન છે. અનેક ઉપનિષદો અને

આરણ્યકો (વેદોમાંના ધાર્મિક અને તાત્ત્વિક ગ્રંથો) અને યોગવસિષ્ઠો (સંસ્કૃત ભાષામાં વેદાન્ત ગ્રંથ) પણ છે. ૬ દર્શનશાસ્ત્રો છે અને સૌની ધારણાઓ જુદી-જુદી છે. થોડાઘણાં શાસ્ત્રીઓને છોડીને મોટાભાગનાં હિંદુઓ આ ગ્રંથોની વિષય-સૂચિથી પણ અજાણ છે. રામાયણ પણ બે છે - વાલ્મિકીકૃત અને તુલસીદાસકૃત. તેમનાં આદર્શો પણ અલગ-અલગ છે. ૧૮ પુરાણો છે. તેમનાં અનુસાર શંકરજી ભાંગ પીતા હતા અને દેવતાઓનાં રાજા ઈન્દ્રના કામુક હોવાની ચર્ચાઓ પણ મળે છે. ૬ શાસ્ત્રો છે, જેનાથી સામાન્ય હિંદુઓ બધી રીતે અપરિચિત છે. હિંદુ ધર્મના પાંચ મુખ્ય આચાર્યો છે - શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, માધવાચાર્ય અને નિમ્બાર્કાચાર્ય; અને બધાની પરંપરાઓ, આદર્શો અને માન્યતાઓ બધું જ ભિન્ન-ભિન્ન છે. તદુપરાંત, અસંખ્ય આચાર્યો પણ છે. ત્રણ મુખ્ય સંપ્રદાય છે - વૈષ્ણવ, શૈવ અને શાક્ત. સૌ એક-બીજાથી વિપરીત છે. અત્યધિક આસ્તિકો શંકરાચાર્યના અનુયાયીઓ પણ હિંદુ છે અને નાસ્તિક જૈન લોકો અને વામમાર્ગીઓ પણ હિંદુ. ડુંગળી, લસણ સુદ્ધાં ન ખાનારાઓ પણ હિંદુ છે અને ઘોર અખાદ્ય પદાર્થ ખાનારાં અઘોરીઓ પણ હિંદુ. પીતામ્બર ધારણા રાખનારાં સાધુ પણ હિંદુ છે અને સર્વથા નગ્ન રહેનારાં સાધુઓ પણ હિંદુ. વૈષ્ણવોમાં માંસ ખાવું મનાઈ છે. શાક્તોમાં માંસ માન્ય છે. હિંદુઓ સિદ્ધાંતથી એકેશ્વરવાદી છે અને કર્મથી અનેકેશ્વરવાદી. સૈદ્ધાંતિક રીતે હિંદુઓનો ઈશ્વરકૃત ગ્રંથ વેદ છે, પરંતુ વાસ્તવમાં ઉત્તર ભારતમાં રામચરિત માનસ છે. દક્ષિણમાં હિંદુઓની માન્યતાઓ બધી રીતે જુદી છે. સંસ્કૃતિના નામે હોળીમાં ગાળો બોલવી, દીવાળીમાં જુગાર રમવું અને શિવરાત્રીમાં ભાંગ પીવી ધાર્મિક કૃત્ય છે. રામચરિત માનસમાં બ્રાહ્મણવાદનું એટલું પોષણ કરવામાં આવેલ છે કે કહેવામાં આવ્યું છે કે સર્વગુણવિહિન બ્રાહ્મણ પૂજનીય છે, ન કે સર્વગુણ સંપન્ન શુદ્ર. બધી સ્મૃતિઓમાં મનુસ્મૃતિ સર્વાધિક શુદ્રદ્રોહી છે. જો વાસ્તવમાં તુલસીદાસ અને મનુનો એ આશય હતો, જે તેમણે શુદ્રો વિશે લખેલ છે, તો જો આ ગ્રંથો ન હોત તો સંભવતઃ હિંદુ ધર્મના વ્યાપક સાહિત્ય પર કોઈ પ્રભાવ ન પડતો. આ જ સ્થિતિ પુરાણોની છે. તેઓ સ્વર્ગ-નર્કને પણ માને છે અને પુનર્જન્મને પણ માને છે. શિખા-સૂત્ર (ચોટલી અને જનોઈ રાખવાં) પણ વૈકલ્પિક છે.

હિંદુ ધર્મની પરિભાષા સર્વથા અસ્પષ્ટ છે. ટૂંકમાં, હિંદુ ધર્મ એક અદ્‌ભુત વિરોધાભાસ છે, કેમ કે તેમાં મિશ્રણ છે એકેશ્વરવાદ અનેઅનેકેશ્વરવાદનું, આસ્તિકતા અને નાસ્તિકતાનું, અદ્વૈતવાદ (જીવાત્મા અને પરમાત્મા એક જ છે એવો મત) અને દ્વૈતવાદનું, વિશિષ્ટાદ્વૈતવાદ અને દ્વૈતાદ્વૈતવાદનું, અહિંસા અને હિંસાનું, પુનર્જન્મ અને સ્વર્ગ-નર્કવાદનું, નિરાકારવાદ અને સાકારવાદનું, પુરાણવાદ અને દર્શનશાસ્ત્રનું, પ્રવૃત્તિવાદ અને નિવૃત્તિવાદનું, આશાવાદ અને નિરાશાવાદનું, કટ્ટરતા અને ઉદારતાનું,

શાકાહારવાદ અને માંસાહારવાદનું. હિંદુઓનું આ વ્યાપક અને વિશાળ ધર્મ-સાહિત્ય અને વિરોધાભાસ હિંદુ વિદ્વાનોને શોધ (Research)ની સામગ્રી ભલે આપતાં હોય, જેમ કે ડૉ. રાધાકૃષ્ણન, ખૂબ પહોંચેલા સંતોને તેનાથી અધ્યાત્મવાદ શોધી કાઢવાની શક્તિ હોય, જેમ કે સ્વામી વિવેકાનંદ, અને મહાન સુધારકોને તેમાં સુધારણાની કીર્તિની તક પ્રાપ્ત હોય, પરંતુ એક વિચારશીલ સામાન્ય હિંદુને વર્તમાન હિંદુ ધર્મમાં કંઈ જ સમજમાં નથી આવતું અને તે એ જ નિષ્કર્ષ પર પહોંચવા વિવશ થઈ જાય છે કે તે કેવળ શંભુમેળા (Hotchpotch, ખિચડા) અને માયાજાળ અને મંત્ર-તંત્ર (Hocus-pocus) જ છે, જેનું પર્યાયવાચી બ્રાહ્મણવાદ છે, જેના આધારો છે – સામાન્ય હિંદુઓ માટે વ્યયશીલ કર્મકાંડો અને શુદ્રો માટે ઘોર રૂઢિગ્રસ્ત અપમાન, જેનું નિરાકરણ ૨૫૦૦ વર્ષ પૂર્વથી બુદ્ધ અને આધુનિક કાળ સુધી મહાત્મા ગાંધી ન કરી શક્યા અને છેવટે ડૉ. આમ્બેડકર જેવા આધુનિક મનુષ્યએ હિંદુ ધર્મનો પરિત્યાગ કરવો પડ્યો. એ શુદ્ર શિરોમણી ડૉ. આમ્બેડકર, જેમણે પૂના પેક્ટમાં મહાત્મા ગાંધીના ઉપવાસના ફળસ્વરૂપે હરિજનોને આપવામાં આવેલ પૃથક નિર્વાચનના અધિકારને ત્યાગીને હિંદુ જાતિ પર મોટો ઉપકાર કર્યો હતો. કાશ, ડૉ. આંમ્બેડકરે હિંદુ ધર્મનો પરિત્યાગ કરીને બૌદ્ધ ધર્મ સ્વીકાર કરતી વખતે એ ઐતિહાસિક તથ્યને યાદ કરી લીધું હોત કે બૌદ્ધ ધર્મ તો ભારતમાં એટલો કમજોર સિદ્ધ થયો કે બુદ્ધને હિંદુ ધર્મનો અવતાર માનીને ખૂબ ચતુરાઈથી બ્રાહ્મણોએ બૌદ્ધ ધર્મની જન્મભૂમિ ભારતમાંથી તેને લુપ્ત કરી નાખ્યો. જો ડૉ. આમ્બેડકર સમાનતા માટે આકાંક્ષી હતા, તો તેમણે મહાત્મા ગાંધીના જ શબ્દો યાદ રાખવા જોઈતા હતા, જે તેમણે આફ્રિકામાં હબ્શીઓ પર થઈ રહેલાં અત્યાચારના સંદર્ભમાં કહ્યા હતા કે જો એક વણકર ખ્રિસ્તી બની જાય છે તો ગોરા ખ્રિસ્તીઓ તેને સમાનતા પ્રદાન નથી કરતા અને જ્યારે વણકર ઈસ્લામ સ્વીકારી લે છે તો તેને તત્કાળ ઉચ્ચ શ્રેણીના મુસલમાનોના બરાબર પૂર્ણ સમાનતા પ્રાપ્ત થઈ જાય છે.

# બૌદ્ધ ધર્મ

એ વિચાર તર્કસંગત છે કે હિંદુ ધર્મથી અલગ રૂપ ધારણ કર્યા પહેલાં બૌદ્ધ ધર્મ મૂળભૂત રીતે ધર્મશાસ્ત્ર (Theology) નહીં, બલ્કે નીતિશાસ્ત્ર (Ethics) હતો, જે બુદ્ધની તત્કાલીન હિંદુ ધર્મ અર્થાત્ બ્રાહ્મણવાદના અતિ ભ્રષ્ટ કુરૂપની પ્રતિક્રિયા હતી. તે વખતના બ્રાહ્મણો સંસ્કૃતને પોતાની ધાર્મિક ભાષાનું રૂપ આપીને જનસાધારણના શોષણ દ્વારા લાભ ઉઠાવી રહ્યા હતા. હિંદુ ધર્મમાં યજ્ઞોની ખૂબ જ અધિકતા થઈ ગઈ હતી અને તેમાં મોટા પ્રમાણમાં પશુઓની હત્યાઓ થતી હતી અને તે પણ ખૂબ જ નિર્દયી રીતે થતી હતી. પશુ-હત્યાઓ ઉપરાંત હિંદુ ધર્મમાં કર્મકાંડોમાં મોટા ખર્ચાઓની ભરમાર થઈ ગઈ હતી, નાની જાતિઓ પ્રત્યે ખૂબ ઘૃણા જોવાતી હતી. ગૌતમ બુદ્ધ બાળપણથી જ ખૂબ દયાળુ અને વિચારશીલ હતા અને સ્વભાવથી જ તેઓ અત્યાચાર-વિરોધી અને સુધારક પ્રવૃત્તિના હતા. તેમને દરેક પ્રકારનું સુખ પ્રાપ્ત હતું, પરંતુ રોગી, વૃદ્ધ અને મૃત વ્યક્તિને જોઈને તેમને સંસારથી વૈરાગ્ય થઈ ગયો હતો.

તેથી એક દિવસે તેમણે ઘરનો ત્યાગ કરી દીધો. ઘોર તપસ્યા પછી તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. તેમણે ઘોષણા કરી કે દુઃખોનું કારણ ઇચ્છા છે અને મુક્તિ માટે તેનો ત્યાગ કરવો અનિવાર્ય છે. ઈશ્વરના નામે અત્યધિક જીવ-હિંસા અને વૈદિક ધર્મની આડમાં નાની જાતિઓ પર અત્યાચારની પ્રતિક્રિયાના પરિણામ-સ્વરૂપ તેમણે અહિંસા અને નાની જાતિઓની સાથે પ્રેમ પર ભાર મૂક્યો. તેમણે પોતાના નૈતિક સિદ્ધાંતોના પ્રચાર હેતુ બોલચાલની ભાષાનો સહારો લીધો અને વેદોને અમાન્ય કરી દીધા. તેમણે પ્રતિક્રિયા સ્વરૂપ પોતાના ધર્મમાં ઈશ્વરને પણ કોઈ સ્થાન ન આપ્યું.

અહીં એ સમજી લેવું જોઈએ કે ભલે બુદ્ધની ઇચ્છા કેવળ હિંદુ ધર્મમાં સુધારણાની રહી હોય અને તેના માટે તેમણે નૈતિકતાનો સહારો લીધો, પરંતુ એક પ્રકારે તેમની વિચારધારાઓમાં હિંદુ ધર્મની માન્યતાઓથી મૌલિક મતભેદ હતો; તેથી બૌદ્ધ ધર્મ હિંદુ ધર્મના વિરોધમાં સ્વતંત્ર ધર્મના રૂપમાં ઉદય પામ્યો. તેઓ રાજાના વંશજ તો હતા જ, તેથી વ્યક્તિત્વનો પ્રભાવ જનતા પર પડ્યો. નીચી જાતિઓ પ્રત્યે સહાનુભૂતિ અને બોલચાલની ભાષાને માધ્યમ બનાવવાને કારણે શીઘ્ર જ તેમને સફળતા મળી અને લોકો તેમનાં અનુયાયી બની ગયા. તેમણે પોતાના ધર્મને એક પ્રચારક ધર્મ (Missionary

Religion) બનાવ્યો. થોડાંક સંકોચ પછી તેમણે મહિલાઓને પણ ધર્મ-સંઘમાં પ્રચાર હેતુ સ્થાન આપી દીધું. તેમણે ગૃહસ્થો અને ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ માટે અલગ-અલગ નિયમો બનાવ્યા. તેમના પછી રાજયની સંરક્ષતા પ્રાપ્ત કરીને બૌદ્ધ ધર્મ ખૂબ ફૂલ્યોફાલ્યો. અશોક, કનિષ્ક અને હર્ષે તેના પ્રચારમાં મોટું યોગદાન આપ્યું. આ સમ્રાટોના ધર્મ-પ્રચારના ઉત્સાહથી બૌદ્ધ ધર્મ ભારતના બહાર પણ ફેલાયો, કેમ કે ત્યાં બૌદ્ધ ધર્મની સરખામણીમાં કોઈ અન્ય મહત્ત્વપૂર્ણ ધર્મ નહોતો. કાળાન્તરે બૌદ્ધ ધર્મમાં એટલો ભ્રષ્ટાચાર આવી ગયો કે ભારતમાં તેના પતનનો આરંભ થઈ ગયો. ભિક્ષુઓ અને ભિક્ષુણીઓમાં ભ્રષ્ટાચાર અને વ્યભિચારે પ્રવેશ કરી લીધો. રાજયનું સંરક્ષણ સમાપ્ત થતાં જ અન્ય ઐતિહાસિક કારણોથી બૌદ્ધ ધર્મનો પોતાની જ જન્મભૂમિમાં જ લોપ થઈ ગયો. તિબેટમાં પણ એકાએક તે સમાપ્ત થઈ ગયો, અને હાલ જયાં બૌદ્ધ ધર્મ જીવિત છે તે કેવળ નિષ્ક્રિય રૂપમાં છે. તેમાં કોઈ શક્તિ નથી. ભારતમાં અર્થાત્ પોતાની જ જન્મભૂમિમાં પ્રગતિની પરાકાષ્ઠાથી સર્વથા લોપના પરિપ્રેક્ષ્યમાં બૌદ્ધ ધર્મની ઉપયોગિતાનું મૂલ્યાંકન કરી શકાય છે. જે મૂર્તિપૂજાનો ગૌતમ બુદ્ધે સ્વયં વિરોધ કર્યો, કાળાન્તરે તેમનાં અનુયાયીઓએ તેમને જ ઈશ્વર માનીને મૂર્તિના રૂપમાં પૂજવાનું શરૂ કરી દીધું. જે અંધવિશ્વાસો વિરુદ્ધ બુદ્ધે અભિયાન ચલાવ્યું, તે અંધવિશ્વાસો હિંદુ ધર્મથી પણ વધારે બૌદ્ધોના મહાયાન સંપ્રદાયમાં અને તિબેટના લામાવાદમાં પ્રવેશ કરી ગયા. બૌદ્ધ ધર્મના જે આકર્ષક નૈતિક સિદ્ધાંતો હતા, જેમ કે - અહિંસા વગેરે, તેને હિંદુ ધર્મમાં સમાવીને બ્રાહ્મણો દ્વારા ચતુરાઈપૂર્વક બુદ્ધને પોતાનાં ધર્મના અવતારનું સ્થાન આપીને ભારતથી બૌદ્ધ ધર્મને ખૂબ સફાઈથી સમાપ્ત કરી દેવામાં આવ્યો.[૧]

ઇતિહાસમાં જો અલ્પ સમયમાં ઇસ્લામનું વિશ્વ-વ્યાપી ધર્મ બની જવું એક ચમત્કાર છે, તો પોતાની જન્મભૂમિમાં બૌદ્ધ ધર્મનું એકાએક પતન થઈ જવું બીજો ચમત્કાર છે. બૌદ્ધ ધર્મની આધારશીલા વૃદ્ધાવસ્થા, રોગ અને મૃત્યુનો ભય હતો, ન કે ઈશભય. પાયાવિહિન નિર્મિત ઇમારત જે પ્રમાણે દિવાસ્વપ્ન છે, એ જ પ્રમાણે કોઈપણ ધર્મની સ્થાપના ઈશ્વરના આધાર વગર વ્યર્થ બની જાય છે. બૌદ્ધ ધર્મના દસ શીલ - અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી), બ્રહ્મચર્ય, અપરિગ્રહ (સંપત્તિ-ત્યાગ), સંગીત અને નૃત્યનો ત્યાગ; કાજળ, ફળ અને સુગંધિત દ્રવ્યોનો ત્યાગ, અસામયિક ભોજનનો ત્યાગ, કોમળ શય્યાનો ત્યાગ અને કામિની-કંચનનો ત્યાગ[૨] અતિ કઠોર અને

૧. આની સાથે એ પણ થયું કે શંકરાચાર્યએ બૌદ્ધ ધર્મ વિરુદ્ધ આંદોલન ચલાવીને ભારતમાંથી તેનું ઉન્મૂલન કરી દીધું.

૨. એવા સિદ્ધાંતો પર આધારિત ધર્મ, જેમાં જીવનપર્યંત બ્રહ્મચર્યની શિક્ષા આપવામાં આવી હોય, માનવ-પ્રકૃતિના વિરુદ્ધ છે. તેમાં ઈશ્વર-વિશ્વાસ હોય, તો પણ તે સર્વમાનવ-ધર્મ નથી હોઈ શકતો અને ન સ્થિર રહી શકે છે અને ન આ સિદ્ધાંતોને નિભાવવા સંભવ છે.

અને અમનોવૈજ્ઞાનિક (અમુકને છોડીને) સાબિત થયા અને તેમાં નિહિત નૈતિકતા બૌદ્ધ કર્મના અનીશ્વરવાદના કારણે વ્યર્થ થઈ ગઈ. કારણ સ્પષ્ટ છે કે નૈતિકતાનું ક્રિયાન્વયન, ઈશ્વરના ભય વગર અસંભવ અને નકરી બકવાસ છે. અનીશ્વરવાદ અને નિરાશાવાદી (Atheism and Pessimism) ધર્મ વ્યક્તિ અને સૃષ્ટિના કલ્યાણમાં ક્યાં સુધી સહાયક બની શકે છે, સામાન્ય બુદ્ધિથી પણ તેની સમીક્ષા કરી શકાય છે. માનવ અને માનવજાતિ માટે જીવન-સંગ્રામ (Struggle for Existence) અવશ્યંભાવી છે અને સૌથી વધારે યોગ્યનું અતિ જીવન (Survival of the fittest) એક વૈજ્ઞાનિક તથ્ય છે. બિહારનો તત્કાલીન બૌદ્ધ રાજા, બખ્તિયાર ખીલજીના કેવળ થોડાંક સૈનિકોની સાથે આગમનના સમાચાર સાંભળીને ખુલ્લા પગે રાજધાનીથી ભાગી ગયો. એ જ રીતે ચીનના અભિયાન વખતે તિબેટ દ્વારા જરા પણ પ્રતિરોધ ન કરવો જીવન-સંગ્રામમાં બૌદ્ધ ધર્મના અસામર્થ્યનું ઐતિહાસિક પ્રમાણ છે. અનીશ્વરવાદ અને નિરાશાવાદ માનવતા માટે કદાપિ કલ્યાણકારી નથી, તે ન તો નૈતિકતાના પ્રયોજનાર્થ કલ્યાણકારી છે અને ન તો જીવન-સંગ્રામમાં સફળતા હેતુ.[1]



૧. વિચારપૂર્વક જોઈએ તો બૌદ્ધ ધર્મ, ધર્મની શ્રેણીમાં આવતો નથી. ધર્મનો મૂળ આધાર ઈશ્વર અને ઈશ્વર-પ્રદત્ત જ્ઞાન અને વિશ્વાસ છે. બુદ્ધજી હિંદુ જાતિના હતા, પરંતુ તેમણે ઈશ્વર અને વેદોને માનવાથી ઇન્કાર કરી દીધો. આમ, ઈશ્વર અને વેદોનો ઇન્કાર તેમનાં ધર્મનો મૂળ આધાર છે. પછી તેમની તપસ્યા અને ધ્યાનનો શું અર્થ છે અને તેમને તપસ્યા અને ધ્યાન દ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થયું તે ક્યાંથી અને કોનાથી પ્રાપ્ત થયું ? જ્ઞાનનો સ્રોત ઈશ્વર જ છે અને ઈશ્વરની ઉપાસના-ભક્તિની શિક્ષા લૌકિક જીવનના કલ્યાણ અને મોક્ષનું સાધન છે અને એ જ વસ્તુ બુદ્ધજીની શિક્ષામાં નથી.

બૌદ્ધ ધર્મની મૂળ શિક્ષા સંસાર-ત્યાગ અને બ્રહ્મચર્ય છે. આ શિક્ષા અનુસાર સૃષ્ટિ જ નિરર્થક બની જાય છે. આવો ધર્મ વ્યાપક રીતે માનવ-ધર્મ હોઈ શકતો નથી. પૂર્ણ માનવ-ધર્મ એ જ ધર્મ હોઈ શકે છે, જે પૂર્ણ માનવ-જીવનનું વિધાન હોય, તેમાં લૌકિક જીવનના નિયમો પણ હોય અને પારલૌકિક શિક્ષા પણ હોય તથા બંને પ્રકારની શિક્ષાઓમાં પરસ્પર સંતુલન હોય. બૌદ્ધ ધર્મ એક પ્રકારનો મત છે. બુદ્ધજી એક સુહૃદય વ્યક્તિ હતા, તેમના સમયમાં ધર્મનો દુરુપયોગ થઈ રહ્યો હતો. બાહ્ય આડંબરોની બોલબાલા હતી. સદાચાર અને નૈતિકતાનો હ્રાસ થઈ ગયો હતો. આ બધું જ ધર્મના નામે થઈ રહ્યું હતું અને ધાર્મિક વર્ગનું પણ આ જ જીવન હતું. જ્યારે દેવદાસીઓના રૂપમાં યુવતીઓનું દેવમંદિરોમાં ભેટ ચઢાવવું, તેમનું નાચવું-ગાવું, ઉત્તમ કોટિના ભોજનનો ચઢાવો, ગાંજો-ભાંગ વગેરે માદક વસ્તુઓનું સેવન ધાર્મિક કૃત્યોનું અંગ બની જાય તો ધર્મની શુદ્ધતા અને પવિત્રતા કેવી રીતે રહી જાય છે ? તેના સાથે યજ્ઞો અને પશુઓની હિંસાની પ્રચૂરતા. આ સ્થિતિએ બુદ્ધજીને ધર્મ-વિરોધી બનાવી દીધા.

બુદ્ધજીને અનુભવ થયો કે ધર્મમાં ભૌતિકતા દાખલ થઈ ગઈ હતી. તેમણે અધ્યાત્મને પોતાના મતનો આધાર બનાવ્યો તથા સંસાર-ત્યાગ, બ્રહ્મચર્ય, સહૃદયતા, પ્રેમ, નમ્રતા, સ્નેહના પ્રચારનો આરંભ કર્યો. સમાજ પર તેની મોટી અસર થઈ. બૌદ્ધ ધર્મ ભારતમાંથી બહાર નીકળ્યો તો અન્ય દેશોમાં પણ તેનું સ્વાગત થયું, પરંતુ તે તમામ

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ ઉપર)

(પાછળના પૃષ્ઠની ફૂટનોંધથી આગળ)

દેશો અનેકેશ્વરવાદી હતા. બૌદ્ધ મત તેમની માન્યતાઓ અને ધારણાઓથી સમાધાન કરતો રહ્યો. પરિણામે તેના અનુયાયીઓએ સ્વયં ધર્મ-પ્રવર્તક ગૌતમ બુદ્ધજીને બુદ્ધદેવ બનાવીને તેમની પૂજા શરૂ કરી દીધી. બ્રહ્મચર્ય તથા ભિક્ષુ અને ભિક્ષુણીઓના મેળમેળાપનું પણ એ જ પરિણામ આવ્યું, જે દેવદાસીઓ અને દેવપૂજકોના મેળમેળાપનું આવ્યું હતું. આનાથી પણ બૌદ્ધ ધર્મને ધક્કો લાગ્યો. તત્પશ્ચાત્ શંકરાચાર્યજીએ આંદોલન કરીને બૌદ્ધ ધર્મને ભારતમાંથી બહાર નીકાળી દીધો અને બૌદ્ધ-વિહારોને પણ નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ્યા, પરંતુ બદનામ કરવામાં આવે છે મુસ્લિમ બાદશાહોને !

બૌદ્ધ ધર્મમાં બીજી અનેક ત્રુટિઓ છે. જયારે બુદ્ધજી ઈશ્વરને માનતા નહોતા, તો પહેલો પ્રશ્ન એ ઊભો થાય છે કે તેઓ સૃષ્ટિની ઉત્પત્તિને કેવી રીતે અને કોના દ્વારા માનતા હતા ? બીજો પ્રશ્ન એ છે કે બુદ્ધજીની તપસ્યાનો શું અર્થ ? તપસ્યાનો સંબંધ તો ઈશ્વરથી જ હોય છે. ત્રીજો પ્રશ્ન એ છે કે ઈશ્વર જ જ્ઞાનનો સ્રોત હોય છે, જયારે બુદ્ધજી ઈશ્વરને જ નહોતા માનતા, તો તેમના જ્ઞાનનો આધાર શું હતો, તેમને કોના દ્વારા, કેવી રીતે જ્ઞાન પ્રાપ્ત થયું ? જે દશ્યોથી પ્રભાવિત થઈને તેમણે સાંસારિક સુખોનો ત્યાગ કર્યો કર્યો હતો, તેમના જ અનુસાર તેમણે કેટલાક નિયમો નિશ્ચિત કરી દીધા જે સર્વથા ત્યાગ પર આધારિત છે. આ પ્રકારનો ધર્મ ન પૂર્ણ જીવન-ધર્મ હોઈ શકે છે અને ન તો તેનાથી જીવન ચાલી શકે છે. ચોથો પ્રશ્ન એ છે કે બૌદ્ધ ધર્મ અનુસાર શરીરની સાથે જીવ પણ મૃત્યુ પામે છે અને કર્મ-ફળ અનુસાર બીજું શરીર ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં નિર્વાસ અને મોક્ષનો અર્થ શું છે ? જો એટલું જ હોય કે મનુષ્ય ફરીથી ઉત્પન્ન નથી થતો, તો મનુષ્યની સૃષ્ટિ જ નિરર્થક છે. ●

# ખ્રિસ્તી ધર્મ

ખ્રિસ્તી ધર્મનો આધાર હઝરત ઈસા દ્વારા બાઈબલના રૂપમાં અવતરિત ઈશ્વરીય જ્ઞાન હતો. આવશ્યકતાનું પરિણામ અવશ્યાંભવી છે. યહૂદીઓના ધર્મગ્રંથમાં મિશ્રણ અને પાછળથી ઉમેરેલ વાતોનો પ્રવેશ થઈ ગયો હતો અને હઝરત મૂસાના ઉપદેશોથી યહૂદીઓ ખૂબ પાછળ હટી ગયા હતા. આ બૂરાઈઓને દૂર કરવા માટે હઝરત ઈસા ઈશદૂતના રૂપમાં આવ્યા. દુનિયાને તૌરાતના સંશોધનના રૂપમાં બાઈબલ પ્રાપ્ત થઈ. જગતના કલ્યાણ માટે ઈસાએ અદ્ભુત આત્મ-બલિદાન આપ્યું. જો કે ઈસા મસીહને પોતાના જીવનકાળમાં અપેક્ષિત સફળતા ન મળી, પરંતુ તેમના પછી ખ્રિસ્તી ધર્મ વિશ્વ-ધર્મના રૂપમાં પ્રતિષ્ઠિત થઈ ગયો. તેમનો જન્મ કુંવારી મરયમથી થયો. તેને ઈશ્વરના ચમત્કારમાં વિશ્વાસ કરવાવાળાઓ તર્કસંગત કથન (Rationale) માને છે અને માનવું જોઈએ.

પ્રથમ માનવ-ઉત્પત્તિ વિજ્ઞાન માટે રહસ્ય છે. એ જ રીતે પ્રથમ બીજ અથવા પ્રથમ ફળનો પ્રશ્ન વિજ્ઞાન માટે રહસ્ય અને ધાર્મિક લોકો માટે ઈશ્વર-કૃતિ છે. પ્રાચીનતમ્ હિંદુ ધર્મ પણ આ જ પ્રકારની ઉત્પત્તિનું અનુમોદન કરે છે. શંકર સ્વયંભૂ, અર્થાત્ માતા-પિતા વગરનાં હતા, પરંતુ તેમનાં બે પુત્રો કાર્તિકેય અને ગણેશ હતા. રામની પત્નીનો જન્મ પણ આ જ પ્રકારનો છે, જેમને તેમને જનકે ભૂમિના અંદરથી પ્રાપ્ત કરેલ હતી. કુંતી, જેઓ કૃષ્ણની બહેન હતા, કુંવારી અવસ્થામાં જ તેમને કર્ણ નામના પુત્રની પ્રાપ્તિ થઈ હતી. આ તમામ ઉત્પત્તિઓ હિંદુ ધર્મમાં પવિત્ર છે. ઈસા મસીહના નિઃસંદેહ ઈશદૂત હોવા છતાં ખ્રિસ્તી ધર્મમાં દોષોનો પ્રવેશ થઈ ગયો. ખ્રિસ્તી ધર્મની ત્રિમૂર્તિ – ઈશ્વર, પુત્ર અને આત્મા; હિંદુઓની ત્રિમૂર્તિ – બ્રહ્મા, વિષ્ણુ અને મહેશથી વધારે દોષપૂર્ણ છે. હિંદુઓની આ ત્રિમૂર્તિ વાસ્તવમાં મૂળભૂત રીતે ઈશ્વરના જ ગુણવાચક નામો છે. બ્રહ્મા (Creator) અર્થાત સૃષ્ટિને ઉત્પન્ન કરનાર, વિષ્ણુ (Protector) અર્થાત્ સૃષ્ટિનો પાલનહાર અને મહેશ (Destroyer) અર્થાત્ સૃષ્ટિનો નાશ અને સંહાર કરનાર. કાળાન્તરે જ્યારે જૈન ધર્મીઓના સંસર્ગથી હિંદુઓમાં મૂર્તિપૂજાનો પ્રવેશ થઈ ગયો, તો આ ત્રણેયને સાકાર રૂપ આપી દેવામાં આવ્યું, જ્યારે કે મૂળભૂત રીતે તેઓ

નિરાકાર ઈશ્વરના ગુણવાચક નામો હતા. પરંતુ ખ્રિસ્તીની ત્રિમૂર્તિ નિરાકાર ઈશ્વરના ગુણવાચક નામ ન હોઈને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. ઈશ્વર-પુત્રના રૂપમાં ઈસાની કલ્પના પૌરાણિક હિંદુ ધર્મના અવતારવાદની કલ્પના સમાન જ છે. આ જ કલ્પના અને વિશ્વાસથી ખ્રિસ્તી ધર્મ એકેશ્વરવાદથી દૂર થઈ ગયો અને તેમાં આના જ પરિણામસ્વરૂપ હિંદુ ધર્મ જેવા અંધવિશ્વાસો અને મૂર્તિપૂજાના દોષો પ્રવેશ કરી ગયા. કાળાન્તરે મયરમની પૂજા સુદ્ધાં ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ કરી ગઈ અને કેવળ ઈસામાં વિશ્વાસ અને પશ્ચાતાપ પર અત્યધિક ભાર તથા મૃત્યુ પૂર્વે ખ્રિસ્તી પાદરી સામે પાપોની સ્વીકૃતિને મોક્ષનું સાધન માની લેવામાં આવી. પૌરાણિક હિંદુ ધર્મની જેમ ખ્રિસ્તી ધર્મમાં ઈશ્વરને પ્રમુખ (Primary)થી ગૌણ (Secondary) બનાવી દેવામાં આવ્યો. ખ્રિસ્તી ધર્મમાં નૈતિકતા માટે ખૂબ ઓછું યોગદાન છે. યુરોપ અને અમેરિકામાં શરાબખોરી, જુગાર અને વ્યભિચાર[1] ચરમસીમામાં પ્રચલિત છે. આફ્રિકામાં કાળા-ગોરાનો ભેદ અને ગોરા ખ્રિસ્તીઓનો કાળા ખ્રિસ્તીઓ પર અત્યાચાર, હિંદુઓના શુદ્રો પર અત્યાચાર સમાન છે. સ્પષ્ટ છે કે હિંદુ ધર્મની જેમ ખ્રિસ્તી ધર્મમાં પણ સમાજવાદી દષ્ટિકોણ અને સમાનતા અને ભાઈચારા (Equality and Fraternity)ની ભાવના ઉત્પન્ન કરવાની ક્ષમતા અને શક્તિ નથી રહી; તેથી ઈશ્વરે પૂર્વના ધર્મોમાં પ્રવિષ્ટ દોષોની સમાપ્તિ અને જનકલ્યાણ માટે અંતિમ ઈશદૂત હઝરત મુહમ્મદને જગતમાં મોકલ્યા, જેથી કુર્આનના અંતિમ ઈશ્વરીય આદેશો દ્વારા જગતની સમસ્ત બૂરાઈઓ અને નબળાઈઓ સદા-સર્વદા માટે સમાપ્ત થઈ જાય.



૧. અને, હવે તો સમલૈંગિક યૌન સંબંધ (Homo Sexuality and Lesbianism) તથા સમલૈંગિક લગ્નને પણ વૈધ માનવામાં આવે છે.

# ઈસ્લામ ધર્મ

ઈસ્લામના મૂલ્યાંકન માટે સૌપ્રથમ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના વ્યક્તિત્વનું મૂલ્યાંકન આવશ્યક છે, જેમના દ્વારા ઈશ્વરીય નિર્દેશો કુર્આનના રૂપમાં અંતિમ રૂપે પ્રગટ થયાં. રામ, બુદ્ધ અને મહાવીરથી વિપરીત મુહમ્મદ (સાહેબ)નો જન્મ રાજપરિવારમાં નહોતો થયો, ન તો તેમનાં જન્મ પર ઉત્સવ મનાવવામાં આવ્યો અને ન તેમનું પાલન-પોષણ સુખમાં થયું અને ન તેમની શિક્ષા-દીક્ષાની કોઈ વ્યવસ્થા થઈ શકી. હજુ તેઓ ગર્ભાવસ્થામાં જ હતા કે તેમના પિતાનું અવસાન થઈ ગયું. ૬ વર્ષની વયે માતાથી પણ તેઓ વંચિત થઈ ગયા. ૮ વર્ષના થયા તો દાદા પણ સિધાવી ગયા. કેવળ એક કાકા અબૂ તાલિબે આપના પ્રત્યે સહાનુભૂતિ અને દયા બતાવી. આમ, શિક્ષા-દીક્ષા અને સુખ-શાંતિના વાતાવરણથી આપ વંચિત રહ્યા. ચાળીસ વર્ષની વય સુધી નિરંતર ઈમાનદારી, સચ્ચાઈ અને સદાચારનું જીવન વ્યતીત કરતાં આપ 'અમીન' (અમાનતદાર, પ્રમાણિત) કહેવાતા રહ્યા. આરંભથી લઈને પયગંબરી પ્રાપ્ત થતાં સુધી અને તત્પશ્ચાત્ ઈસ્લામને જગતમાં પૂર્ણરૂપે પ્રતિષ્ઠિત કર્યા પછી પરલોકવાસ સુધી અશિક્ષિત રહ્યા. ચાળીસ વર્ષની વયે આપને ઈશ્વરીય જ્ઞાન પ્રાપ્ત થયું. સૌપ્રથમ તેમના પત્ની (હઝરત) ખદીજા અને તે પછી આપના કાકાના નવયુવાન પુત્ર (હઝરત) અલી, દાસ (ગુલામ, હઝરત) ઝૈદ અને મિત્ર (હઝરત) અબૂબક્રએ આપની પ્રેરણાથી ઈસ્લામ ગ્રહણ કર્યો અને ત્યારબાદ આપના નિકટના લોકો ઈસ્લામનો સ્વીકાર કરતા રહ્યા. તેના સાથે વિધર્મીઓ વિરોધ પણ કરવા લાગ્યા, જેમની સંખ્યા દિવસે-દિવસે વધતી ગઈ. જ્યારે તે તત્કાલીન રાજ્યસત્તા અને સામાન્ય પ્રકારના અન્ય પ્રલોભનોથી આપને સત્યથી ન ડગાવી શક્યા તો તેમણે તેમના ઉપર અને તેમના અનુયાયીઓ ઉપર ખૂબ અત્યાચાર કર્યા; ત્યાં સુધી કે તેમના અનુયાયીઓને સ્વદેશ છોડીને હબ્શા (ઇથોપિયા)માં આશ્રય લેવો પડ્યો. ત્યાં પણ તેમના શત્રુ કુરૈશે[1]એ તેમનો પીછો કર્યો, પરંતુ ત્યાંના શાસકે[2]

૧. 'કુરૈશ' – આરબોનો એક પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત કબીલો. અલ્લાહના પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ આ જ કબીલામાં થયો હતો. આરબોના તમામ પરિવારો અને કબીલાઓથી વધીને આ કબીલાએ પોતાની સામાજિક મહત્તા અને અનેકેશ્વરવાદી ધાર્મિક પ્રભુત્વ માટે ઈસ્લામને જોખમરૂપ સમજ્યો. તેથી આ કબીલાએ સૌથી આગળ વધીને ઈસ્લામનો વિરોધ કર્યો અને બીજા કબીલાઓને પોતાના સાથે જોડીને એકત્ર કર્યા.

૨. હબ્શાનો શાસક – 'નજ્જાશી'ના ઉપનામથી પ્રખ્યાત, જે ખ્રિસ્તી ધર્મ પાળતો હતો.

ઈસ્લામની સત્યતાથી પ્રભાવિત થઈને એ મુસ્લિમ શરણાર્થીઓને કુરૈશના હવાલે કરવાથી ઈન્કાર કરી દીધો.

અહીં મક્કામાં મુહમ્મદ સાહેબ અને તેમના અનુયાયીઓ પર અત્યાચાર ચરમસીમાને પણ પાર કરી ગયો અને મુહમ્મદ સાહેબના પ્રાણ સુદ્ધા લેવાનું ષડયંત્ર રચવામાં આવ્યું. ઈશ્વરીય પ્રેરણાથી તેમને મક્કાથી મદીના ચાલ્યા જવું પડ્યું. આ ઘટનાને ઈસ્લામી ભાષામાં હિજરત કહે છે. અર્થાત્ ધર્મ માટે દેશ-ત્યાગ. પરંતુ ત્યાં પણ કુરૈશે ચેન ન લેવા દીધું અને મદીના પર સશસ્ત્ર આક્રમણનો આરંભ કરી દીધો. ત્યારે કુર્આનમાં પયગંબર અને મુસલમાનો માટે પ્રતિરક્ષાત્મક યુદ્ધ અર્થાત્ જિહાદની અનુમતિ માટે આયતો અવતરિત થઈ. છેવટે ખૂબ જ ટૂંકા ગાળામાં, હિજરતના લગભગ ૯ વર્ષમાં જ સમગ્ર આરબ પ્રદેશ પર મુહમ્મદ સાહેબ તથા ઈસ્લામનું આધિપત્ય થઈ ગયું. બીજા શબ્દોમાં તેઓ આરબ જાતિ, જે મોટાભાગે સામૂહિક રૂપે દરેક પ્રકારની બૂરાઈઓમાં લિપ્ત હતી; જેમ કે - અશિક્ષા, સ્વચ્છંદતા, અંધશ્રદ્ધા, જુગાર, લૂંટમાર, વ્યભિચાર, ત્યાં સુધી કે પિતાના મૃત્યુ પછી સાવકી માતાથી લગ્ન વગેરે, મદિરા-સેવન, લડાઈ-ઝઘડો, નાની બાળકીઓની હત્યા (કન્યા-વધ), ધોકો અને છેતરપિંડી, અત્યાચાર, ષડયંત્રો, સ્ત્રીઓની સાથે દુર્વ્યવહાર, ગુલામો પર અત્યાચાર, અનાથોનો હક્ક મારવો, મૂર્તિપૂજા અને વિભિન્ન પ્રકારના ગુનાઓ કરવાવાળી જાતિ પયગંબર સાહેબના જીવનમાં જ ઈસ્લામના ૨૦ વર્ષના પ્રચારના ફળસ્વરૂપે એ જ પેઢીમાં એકેશ્વરવાદી અને ધર્માત્મા જાતિ બની ગઈ. અન્ય ધર્મોનાં પુસ્તકોમાં આવી ભ્રષ્ટ અને પાપી જાતિને રાક્ષસનું નામ આપીને કોઈ દેવતા કે અવતારના માધ્યમથી તેના નાશ અને વધનું વર્ણન કરવામાં આવ્યું હોત, પરંતુ આ ઐતિહાસિક ચમત્કારમાં મુહમ્મદ સાહેબે પાપીઓનો નાશ ન કરીને પાપનો નાશ કર્યો. આમ, 'દુરાચારીથી ઘૃણા ન કરો, બલ્કે દુરાચારથી ઘૃણા કરો' કહેવતને ઈસ્લામ દ્વારા પયગંબરે સાકાર કરી દેખાડી. ટૂંકમાં, દીર્ઘસ્થાયી (Chronic) અપરાધ પ્રવૃત્તિરૂપી રોગમાં ગ્રસ્ત આરબ જાતિ ખૂબ જલ્દી સ્વસ્થ બની ગઈ. સામૂહિક અપરાધ પ્રવૃત્તિરૂપી રોગનું મુહમ્મદ સાહેબે સફળતાપૂર્વક નિદાન કર્યું. આને ઐતિહાસિક ચમત્કાર જ કહેવો જોઈએ કે આરબ જાતિનો આ રોગ એ જ જાતિમાં પેદા થયેલા વૈધ દ્વારા સમાપ્ત થયો, જેઓ પેદા તો અપરાધમાં પ્રવૃત્ત એ જ જાતિમાં થયા, પરંતુ ઉદ્દેશ્ય, વાણી અને કર્મ એ જાતિથી તદ્દન ભિન્ન હતા. સ્પષ્ટ છે કે ઈસ્લામ નૈતિકતાની કીમિયાવી ઔષધિ (Elixir) છે, જે આ પ્રકારના રોગમાં ગ્રસ્ત કોઈ અન્ય જાતિનો પણ સફળ અને ત્વરિત ઉપચાર કરવામાં એક ચકાસેલ (Tested) અને પ્રમાણિત અને સુરક્ષિત (Registered and Patent) ઔષધિના રૂપમાં સક્ષમ અને સમર્થ છે. ઈસ્લામ પહેલાંની આરબ જાતિની ઈસ્લામ દ્વારા જે કાયાકલ્પ થઈ, તે જાણે તેનો ઐતિહાસિક પુનર્જન્મ

છે. આમ તો પુનર્જન્મની કલ્પના કોરી કલ્પના જ છે. સૌથી મહાન આશ્ચર્યનો વિષય તો એ છે કે મુહમ્મદ સાહેબના નેતૃત્વમાં મક્કા-વિજય વખતે એક પણ વ્યક્તિના પ્રાણ લેવામાં ન આવ્યા અને પયગંબર તેમજ તેમના અનુયાયીઓએ પોતાના શત્રુઓના કર્મોનો બદલો લીધા વિના તેમને મુક્ત કરી દીધા. ઇતિહાસમાં યુદ્ધોપરાંત વિજેતાઓ દ્વારા પરાજિતોને આવું સામૂહિક ક્ષમાદાનનું કોઈ ઉદાહરણ નથી મળતું. તેનાથી વિપરીત અન્ય ધાર્મિક પુરાણોની ગાથાઓમાં અવતારો અને દેવતાઓ દ્વારા વિરોધીઓના રૂંવાડા ઊભા કરી દે તેવા સંહારનું વર્ણન મળે છે. ઇસ્લામના શુદ્ધ પ્રકાશથી પરિપૂર્ણ થઈને આરબો ન કેવળ સ્વયં અંધકારથી નીકળ્યા, બલ્કે એક સદીના ભીતર વીજળી ગતિથી તેમણે જગતના વિસ્તૃત ભૂ-ભાગને પણ ઈસ્લામના ઝળહળતા પ્રકાશથી પ્રકાશિત કરી દીધો.

મુહમ્મદ સાહેબની સાદગીમાં ન તો ધનવાન પત્નીથી લગ્ન પછી કોઈ અંતર આવ્યું અને ન પયગંબરનું પદ પ્રાપ્ત કર્યા બાદ અને આરબોના સર્વેસર્વા બન્યા પછી કોઈ ફેરફાર થયો. તેમણે પોતાનું આખું જીવન સાદગીમાં વિતાવ્યું. તેઓ કોઈપણ પ્રકારના ભેદભાવ વગર તમામ ધર્મો અને જાતિવાળાઓના પરોપકારી હતા. તેઓ એટલા દાનશીલ હતા કે ઉધાર લઈને પણ બીજાઓની જરૂરતો પૂરી કરતા હતા. તેમનામાં કોઈપણ પ્રકારનો નૈતિક દોષ નહોતો. તેઓ સાક્ષાત્ (Personified) સત્યતા, પ્રમાણિકતા, દયા, સૌજન્યશીલતા અને શાંતિના દૂત તથા ઉદારતા અને દયાળુતાના પ્રતીક હતા. કેવળ બીજાઓ માટે જીવિત રહેવા માટે તેમણે પોતાનું જીવન વિતાવ્યું. સર્વોપરી, તેમનું પુણ્ય અસીમ હતું. શ્રમના ગૌરવ માટે અને બીજાઓમાં સમાનતા અને ભાઈચારા અને સહયોગની ભાવના જાગૃત કરવા માટે તેમણે યુદ્ધ અને શાંતિ એમ કોઈપણ પરિસ્થિતિમાં એવું કોઈ કાર્ય ન કર્યુ, જેનાથી લોકો તેમને પ્રમુખ સમજે. તેઓ યુદ્ધ અને શાંતિમાં આશ્ચર્યજનક રીતે નમ્ર, ઉદાર અને ક્ષમાશીલ હતા. દૈનિક ગૃહસ્થ જીવન વિતાવતાં પણ હંમેશા ઈશ્વરનું ચિંતન કરતા રહેતા હતા અને સૌના માટે, ત્યાં સુધી કે પોતાના વિરોધીઓ માટે પણ ઈશ્વરથી કલ્યાણની પ્રાર્થના કરતા હતા. રાત્રે જાગી-જાગીને નમાઝ પઢતા હતા. એક વાર હઝરત આઇશાને, જેઓ તેમના પત્ની હતા, રાતના સમયે ભ્રમ થયો કે કદાચ તેઓ બીજી પત્નીના ત્યાં ગયેલા છે, પરંતુ તેમને તે વખતે ખૂબ પશ્ચાતાપ થયો, જ્યારે તેમણે ઊભા થઈને જોયું કે તેમનું પવિત્ર મસ્તક ઈશ્વરની આરાધનામાં જમીન પર નમેલું છે. તેમણે પોતાને ઈશ્વર માટે સમર્પિત કરી દીધા હતા અને તેમનો ઈશ્વર પર વિશ્વાસ અતૂટ હતો. તેઓ નાનામાં નાની વસ્તુ માટે પણ ઈશ્વર પર નિર્ભર રહેતા હતા. આમ, તેમનું ઈશ્વર સમર્પિત પવિત્ર ગૃહસ્થ જીવન વાસ્તવિક યોગ અને વૈરાગ્ય હતું. 'પાણીમાં કમળનું પાંદડું' સમાન તેમનું જીવન હતું.

આ સાચી તપસ્યા પણ હતી. તેમની પયગંબરીનું પ્રમાણ તેમની અપૂર્વ સફળતા તથા ઈસ્લામ ધર્મની જગતવ્યાપી પ્રતિષ્ઠા છે. એ વાત પણ પ્રમાણિત છે કે આરંભમાં સાંસારિક શિક્ષાના અભાવમાં સ્વયં ઈશ્વરે તેમને કુર્આન રૂપી અસીમ જ્ઞાનથી વિભૂષિત કર્યા. મુહમ્મદ સાહેબ અને ઈસ્લામની મહત્તા તેમજ ક્રાંતિકારી પ્રભાવની પુષ્ટિ ઐતિહાસિક પ્રમાણોથી પણ થાય છે. પૂર્વગ્રહી અને દુરાગ્રહી ઉમર (જેઓ આગળ ચાલીને હઝરત ઉમર કહેવાયા અને હઝરત મુહમ્મદ સાહેબના દ્વિતીય પ્રભાવી ખલીફા થયા) ખુલ્લી તલવાર લઈને મુહમ્મદ સાહેબને જાનથી મારી નાખવા ઘરની નીકળ્યા હતા, કુર્આનના અમુક ઉદ્ધરણોને સાંભળીને તત્કાળ તેમનું હૃદય-પરિવર્તન થઈ ગયું અને તેમણે તરત જ મુહમ્મદ સાહેબની સેવામાં ઉપસ્થિત થઈને ઈસ્લામ ગ્રહણ કરી લીધો. આ જ સ્થિતિ તુફૈલ બિન ઉમર દૌસીની થઈ, જેઓ મુહમ્મદ સાહેબની વાણીથી બચવા માટે કાનમાં રૂ નાખી લેતા હતા. મુહમ્મદ સાહેબથી કુર્આનની કેટલીક આયતો સાંભળે છે અને તત્કાળ મુસલમાન બની જાય છે. સાધનવિહિન અને અનાથના રૂપમાં ઉછરેલા, જીવનપર્યંત શિક્ષાથી વંચિત, પરંતુ ઈશ્વરીય જ્ઞાનથી વિભૂષિત, અત્યાચારોને સહન કરતાં, અત્યાચારી માટે દુઆ પણ માંગતાં અને અનિવાર્ય પરિસ્થિતિમાં ઈશ્વરીય આદેશથી પ્રતિરક્ષાત્મક યુદ્ધ કરતાં, પૂર્ણ વિજય પ્રાપ્તિ પછી પોતાના ઉપર અને પોતાના અનુયાયીઓ પર ઘોર અત્યાચાર કરનારાઓને સામૂહિક ક્ષમાદાનથી અને પોતાના જીવનકાળમાં જ રાક્ષસ કહેવા લાયક આરબોને પુણ્યાત્મા બનાવી દેવાથી અને તેમના પછી એક સદીમાં જગતના વિશાળ ભૂ-ભાગ પર ઈસ્લામના પ્રતિષ્ઠિત થઈ જવાથી અને આજે સર્વાધિક લોકપ્રિય વિશ્વવ્યાપી ધર્મ હોવાથી મુહમ્મદ સાહેબ અને ઈસ્લામની શક્તિ સ્વયં-સિદ્ધ છે. તેઓ અત્યાચારોને સહન કરતા-કરતા, ધૈર્યની સાથે ઈશ્વરીય શક્તિ દ્વારા પ્રગતિ કરતા રહ્યા અને ઘોર સંઘર્ષોની વચ્ચે સફળ થયા. તેમનો ધ્યેય હતો સત્ય-ધર્મના રૂપમાં 'ઈસ્લામ'. જો વૈજ્ઞાનિક સિદ્ધાંત Struggle for Existence (અસ્તિત્વ માટે સંઘર્ષ) અને Suvival of the Fittest (જે સૌથી વધારે યોગ્ય, તે જ સૌથી વધારે જીવિત) સાચું છે, તો વ્યક્તિ અને ઈશદૂતના રૂપમાં મુહમ્મદ સાહેબ અને ધર્મના રૂપમાં ઈસ્લામ જ આ સિદ્ધાંતો પર ખરા ઉતરે છે.

પયગંબર સાહેબની મહાન ઉપલબ્ધિ એ છે કે સંઘર્ષમાં પણ તેમણે નૈતિકતાનો પરિત્યાગ ન કર્યો. રામે વાલિના વધમાં પાછળથી વૃક્ષની આડ લઈને તીર ચલાવીને અને રાવણના વધમાં રાવણના ભાઈ વિભીષણનો, રાવણની નાભિમાં અમૃતનું જાણવામાં તેમનો સહયોગ લઈને રાજનીતિનો પરિચય કરાવ્યો. એ જ પ્રમાણે કૃષ્ણએ દ્રોણાચાર્યના વધમાં અશ્વત્થામા નામના હાથીને મરાવીને યુધિષ્ઠિર દ્વારા જોરથી 'નર' અને ધીમેથી 'હાથી' કહેવડાવીને દ્રોણાચાર્યને પોતાના પુત્ર અશ્વત્થામાના તથાકથિત મૃત્યુથી

ગભરાવીને નિઃશસ્ત્ર થઈ જવાથી વધ કરાવીને તથા દ્રોણાચાર્યની જેમ જ જયદ્રથના વધ માટે સંધ્યા ન થવા છતાં સંધ્યાની માયાજાળ રચીને રાજનીતિનો પરિચય કરાવ્યો. પરંતુ આનાથી વિપરીત મુહમ્મદ સાહેબે બદ્રના યુદ્ધમાં, જ્યારે કે તેમના પાસે સૈનિકોનો ખૂબ જ અભાવ હતો,[1] બે સૈનિકોની સેવા લેવાનો તેમની આગ્રહભરી વિનંતી છતાં ઇન્કાર કરી દીધો, જ્યારે તેમને ખબર પડી કે આ લોકોએ વિરોધીઓ દ્વારા પકડાઈ જાય તો પોતાની મુક્તિ માટે વચન લીધું હતું કે અમે મુહમ્મદ તરફથી નહીં લડીએ. આ મુહમ્મદ સાહેબની અદભુત નૈતિકતા હતી અને તેઓ 'ઉત્તમ સાધ્ય માટે ઉત્તમ સાધન' સિદ્ધાંતના પ્રતીક હતા. મક્કા-વિજય પછી મુહમ્મદ સાહેબે એ અત્યાચારીને પણ માફ કરી દીધો હતો, જેણે તેમની એક પુત્રીને ઊંટ પરથી નીચે પાડીને ખૂબ કષ્ટ પહોંચાડ્યું હતું. ઇતિહાસ આ પ્રકારની ક્ષમાશીલતાનું ઉદાહરણ પ્રસ્તુત નથી કરી શકતું. નિઃસંદેહ હઝરત મુહમ્મદ ઈશદૂતોમાં સર્વશ્રેષ્ઠ છે.

'ઇસ્લામ' પોતાના નામથી જ મહત્ત્વપૂર્ણ અને અર્થપૂર્ણ છે. ઇસ્લામનો શાબ્દિક અર્થ છે – 'ઈશ્વરની ઇચ્છા સામે પૂર્ણરૂપે નત-મસ્તક થઈ જવું.' અર્થાત્ સંપૂર્ણપણે ઈશ્વરના આજ્ઞાંકિત અને ભક્ત બની જવું. આમ, આરંભથી જ ઇસ્લામ એકેશ્વરવાદનો સૂચક બની જાય છે. ઇસ્લામ 'મોહમ્મડનીઝ્મ' નથી,[2] બલ્કે ઈશ્વર-પ્રદત્ત આદિ ધર્મ છે. મુહમ્મદ સાહેબ અંતિમ ઈશદૂત હતા. આ ઈસ્લામ નામથી જ સિદ્ધ છે. આનાથી વિપરીત હિંદુ ધર્મનો કોઈ ખાસ અર્થ નથી. બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ કેવળ તેના સંસ્થાપકોના સંબંધને સૂચિત કરે છે, તે વ્યાપકતાનું દિગ્દર્શન નથી કરાવતા. કોઈપણ ધર્મના પુષ્ટિકરણ કે ખંડનથી મુક્ત છે. આનાથી વિરુદ્ધ ઇસ્લામ જગતના ભૂભાગોમાં મુહમ્મદ સાહેબથી પહેલાં મોકલવામાં આવેલ સમસ્ત ઈશદૂતો પ્રત્યે આદર પ્રગટ કરે છે. તેની માન્યતા છે કે તમામ ધર્મો મૂળભૂત રીતે એક જ હતા.[3] કાળાન્તરે જ્યારે તેમાં

૧. ઇસ્લામી સૈનિકોની સંખ્યા લગભગ ૩૧૩ અને શત્રુઓનાં સૈનિકોની સંખ્યા લગભગ ૧૦૦૦ હતી. ઇસ્લામી સેનામાં સાધન-સામગ્રી અને હથિયારોનો તદ્દન અભાવ હતો, જ્યારે કે ઇસ્લામ-વિરોધી સેના સાધન-સામગ્રી અને હથિયારોથી સંપૂર્ણપણે સજ્જ હતી. (પ્રકાશક)

૨. જેમ કે દુરાગ્રહી ખ્રિસ્તી-જગતે ઇસ્લામની વ્યાપકતા અને સાર્વભૌમિકતાના અસીમ ગુણને સીમિત કરવા તેમજ એક આદિકાલીન ઈશ્વરીય ધર્મને એક સામાયિક વ્યક્તિત્વ 'મુહમ્મદ સાહેબ' સુધી સીમિત-સંકુચિત કરવા માટે 'મોહમ્મડનીઝ્મ' નો પારિભાષિક શબ્દ (Terminology) પ્રચલિત કરી દીધો, જાણે ઈસ્લામ એક ધર્મ નહીં, બલ્કે એક માનવ-આવિષ્કૃત વિચારધારા (Ism) છે, જેમ કે હઝરત ઈસાના પ્રચારિત ધર્મને 'ઈસાઈ ધર્મ' (ખ્રિસ્તી ધર્મ)નું નામ આપીને એક 'માનવ-આવિષ્કૃત ધર્મ'ના રૂપમાં પ્રસિદ્ધ અને પ્રચલિત કરી દીધો.

૩. મૂળ ધર્મ દરેક યુગમાં, દરેક રસૂલ (ઈશદૂત) દ્વારા પ્રસારિત, ઇસ્લામ (ઈશ્વરીય આજ્ઞાપાલન) જ રહ્યો છે. એ તો બની શકે છે કે એ કાળ અને સમાકાલીન માનવજાતિની ભાષામાં તેનું નામ બીજું કંઈ રહ્યું હોય. તેનો આધાર હંમેશાથી 'એકેશ્વરવાદ, ઈશદૂતવાદ અને પરલોકવાદ' પર જ રહ્યો છે તથા તેમાં હંમેશા પરમેશ્વર (અલ્લાહ) સામે 'પૂર્ણ સમર્પણ'નો અર્થ નિહિત રહ્યો છે.

ભેળસેળ અને વધારો-ઘટાડો થયો અને વાસ્તવિક ઈશ્વરીય નિર્દેશોથી લોકો વિચલિત થઈ ગયા, તો ઈશ્વરે અંતિમ રૂપે મુહમ્મદ સાહેબ દ્વારા કુર્આનને અવતરિત કર્યો. 'લા-ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્-રસૂલલ્લાહુ' ઈસ્લામ ધર્મનો કલિમા છે, જેને આ પુસ્તકની ભૂમિકામાં ભૂમિતિના પ્રમેયના રૂપમાં સિદ્ધ કરી દેવામાં આવેલ છે. ઈસ્લામના પાંચ અધ્યાદેશ છે – (૧) તૌહીદ, અર્થાત્ એકેશ્વરવાદ (૨) નમાઝ, અર્થાત્ શારીરિક ઉપાસના અને પ્રાર્થના (૩) ઝકાત, અર્થાત્ અનિવાર્ય ધર્મ-દાન (૪) રોઝા, અર્થાત્ વર્ષમાં આખા રમઝાન મહિનાનું અનિવાર્ય વ્રત - ઉપવાસ, અને (૫) હજ્જ, અર્થાત્ કા'બાની તીર્થયાત્રા.

બૌદ્ધ ધર્મના અનીશ્વરવાદી હોવાની સ્થિતિમાં એકેશ્વરવાદનું તેમાં કોઈ સ્થાન જ નથી, અને અન્ય માટે સ્પષ્ટ અધ્યાદેશોના રૂપમાં તો બિલકુલ આવા નિયમો જ નથી, ભલે ને અપ્રત્યક્ષ રીતે નૈતિક આદર્શો રૂપે આમ-તેમ તેને મારી-મચડીને શોધવામાં આવે. આ જ સ્થિતિ ન્યૂનાધિક ખ્રિસ્તી ધર્મની છે. ઈશ્વરના પુત્રના રૂપમાં ઈસાની માન્યતાથી એકેશ્વરવાદ ખ્રિસ્તીઓમાં ખંડિત થઈ ચૂક્યો છે. ઈસ્લામના આ પાંચેય અધ્યાદેશો પ્રાચીનતમ્ હિંદુ ધર્મમાં જોવા મળે છે. ભલે તેમાં નિયમો વિખેરાયેલા હોય, તેને જટિલ બનાવી દેવામાં આવ્યા હોય, અથવા અન્ય રીતે તેના ઉપર આવરણ પડી ગયું હોય. ઈસ્લામમાં આ નિયમોનું સંક્ષિપ્તીકરણ, નિયમસરતા, સરળીકરણ અને વિશેષ પરિસ્થિતિમાં છૂટ પણ આપી દેવામાં આવેલ છે. જ્યાં હિંદુત્વમાં આ પાંચેય નિયમોનું વ્યક્તિગત પાસુ છે, ત્યાં ઈસ્લામમાં તેમને સામાજિક સુરક્ષા પ્રદાન કરી દેવામાં આવેલ છે. આ રીતે ઈસ્લામમાં શુદ્ધ રૂપમાં આ નિયમો આ ધર્મને સરળતા, સર્વગ્રાહિતા, સાર્વભૌમિકતા અને સમાજવાદી દૃષ્ટિકોણ આપીને સર્વોત્તમ ધર્મના રૂપમાં સ્થાપિત કરે છે. અતિપ્રાચીન વૈદિક સાહિત્યએ માનવ સભ્યતાના પ્રારંભમાં જ એકેશ્વરવાદની ઘોષણા 'एकमेव द्वितीयो नास्ति' ના રૂપમાં કરી, અર્થાત્ ઈશ્વર એક છે અને કોઈ બીજો નથી. કૃષ્ણની ગીતામાં ઈશ્વરને 'जोतिषाम् पितज्ज्योति' અર્થાત્ પ્રકાશનો પ્રકાશ કહેવામાં આવેલ છે. ઈશ્વરની આ વિશેષતા એ જ છે, જેને કુર્આનમાં 'નૂરુલ-અલા-નૂર' (૨૪:૩૫) કહેવામાં આવેલ છે. ઉપનિષદોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે 'तमसो मा ज्योतिर्गमय' અર્થાત્ અમને અંધકારમાંથી પ્રકાશમાં લઈ આવો. પયગંબર સાહેબની પણ આવી જ વિશેષ દુઆ હતી.[1] ગીતામાં ઈશ્વરને 'विश्वतोमुखम्' કહેવામાં આવેલ છે; અર્થાત્ ઈશ્વરનું મુખ ચોતરફ છે. કુર્આનમાં પણ કહેવામાં આવેલ છે કે જે તરફ મોઢું કરો તે તરફ ઈશ્વર

૧. "હે અલ્લાહ ! મારા હૃદયમાં નૂર (પ્રકાશ) પેદા કર, અને મારા કાન અને મારી આંખમાં નૂર નાખી દે, અને મારી જમણી બાજુ અને મારી ડાબી બાજુને નૂર કરી દે, અને મારા આગળ અને મારા પાછળ પણ નૂર કરી દે, અને મારા ઉપર નૂર અને મારા નીચે નૂર કરી દે, અને કયામતના દિવસે મારા નૂરને અત્યંત વધારી દે." (હદીસ) ● ('હે પાલનહાર !) અમને સન્માર્ગ બતાવ.' (કુર્આન, ૧:૫)

છે. (૨:૧૧૫) ગીતા ઈશ્વરને 'सर्वलोकमहेश्वरम्' ઘોષિત કરે છે, અર્થાત્ ઈશ્વર તમામ લોકનો માલિક છે. કુર્આનમાં બરાબર આ જ શબ્દો ઈશ્વર માટે 'રબ્બુલ આલમીન' (૧:૧) છે. ગીતામાં ઈશ્વરને 'સત્ય' કહેવામાં આવેલ છે. કુર્આનમાં પણ ઈશ્વરને 'હક' (૨૨:૬૨) કહેવામાં આવેલ છે. ગીતા અને કુર્આન બંનેયમાં ઈશ્વર માટે કહેવામાં આવેલ છે કે તેના સમાન કોઈ નથી (૪૨:૧૧) ગીતા અને ઉપનિષદમાં કહેવામાં આવેલ છે કે સમસ્ત બ્રહ્માંડ ઈશ્વરથી ઘેરાયેલ છે. બરાબર આ જ રીતે કુર્આનમાં કહેવામાં આવેલ છે કે 'અલ્લાહે સૌને ઘેરીને રાખ્યા છે.' (૪:૧૨૬) ગીતામાં ઈશ્વરને 'अक्षर' અર્થાત્ કદી નષ્ટ ન થવાવાળો અને અન્યોને નાશ થવાવાળા, અર્થાત્ 'क्षर' કહેવામાં આવેલ છે. આને જ કુર્આનમાં આ પ્રમાણે કહેવામાં આવેલ છે કે 'બધી વસ્તુઓ ફાની છે, બાકી રહેવાવાળી હસ્તી માત્ર અલ્લાહની છે.' (૫૫:૨૬) ગીતામાં ઈશ્વરને 'आचिंत्य' અને 'अनिवर्चनीय' કહેવામાં આવેલ છે, અર્થાત્ 'બુદ્ધિથી પર' અને 'વર્ણન ન કરી શકાય એવો.' કુર્આનમાં પણ ઈશ્વર માટે કહેવામાં આવેલ છે કે તેના જેવી કોઈ વસ્તુ નથી. 'માનવીય આંખો તેને નિહાળી અને સમજી શકતી નથી.' (૬:૧૦૩)

ઈતિહાસ અનુસાર વૈદિક સાહિત્ય અને ગીતાનો દૂરનો પણ સંબંધ તત્કાલીન આરબોના ધર્મ, ધાર્મિક વિચારો અને માન્યતાઓથી નહોતો. ઈતિહાસના જ્વલંત પાસાના ઉજાગરમાં ગીતા અને કુર્આનની આટલી હદ સુધી કેવળ એકેશ્વરવાદ પર જ સમાનતા નથી, બલ્કે ગીતાના ધર્મયુદ્ધ અને કુર્આનના જિહાદ માટે પણ એક જેવા આધારો અને પરિસ્થિતિઓ તેમજ તેમના માટે એક જ પ્રકારનાં પ્રેરકો અને ઉદ્બોધક નિર્દેશો, ગીતાને મુહમ્મદ સાહેબની પયગંબરીના સાક્ષી તરીકે પ્રસ્તુત કરે છે. જયાં સુધી બીજા નિયમ નમાઝનો પ્રશ્ન છે, તો ઉપાસના અને પ્રાર્થનાના મહત્ત્વનું વર્ણન વિશાળ હિંદુ સાહિત્યમાં જોવા મળે છે. પરંતુ આ જ ઉપાસના અને પ્રાર્થનાને ઈસ્લામમાં એકરૂપતા અને સામાજિક દષ્ટિકોણ તથા નિયમિતતા પ્રદાન કરીને નમાઝના રૂપમાં વધારે પ્રભાવી બનાવી દેવામાં આવેલ છે. હિંદુ ધર્મમાં દાનનો ખૂબ મહિમા બતાવવામાં આવેલ છે, પરંતુ તેને પાત્ર બ્રાહ્મણને જ સમજવામાં આવેલ છે, જયારે કે ઈસ્લામે ઝકાતને અનિવાર્ય કરીને અને તેની પાત્રતા નિર્ધનો માટે ઘોષિત કરીને વાસ્તવિક સમાજવાદનો પાયો મૂકી દીધો છે. ઈસ્લામનું અનિવાર્ય દાન અનુમપ છે. વ્રતનું મહત્ત્વ પણ હિંદુ ધર્મમાં ખૂબ જ છે. ચન્દ્રામણ વ્રત, જે એક માસના ચંદ્રની કળાઓના અનુસરણમાં પ્રારંભ અને સમાપ્ત થાય છે, રોઝાના સમાન છે. જો કે તે હવે મોટાભાગે લુપ્ત થઈ ગયેલ છે. તેમ છતાં હજુ પણ અનેક વ્રત છે, જેમાં નિર્જલા એકાદશી અને અનેક અન્ય વ્રત છે, પરંતુ હિંદુઓના આ વ્રત વિવિધ અવસરો પર વૈકલ્પિક રૂપે માનવામાં આવે છે, અને મહિલાઓ સુધી સીમિત છે. આનાથી વિપરીત રોઝાની અનિવાર્યતા સ્રીઓ, પુરુષો

બધા માટે છે. તેની એકરૂપતા, સુનિશ્ચિતતા, સાર્વભૌમિકતા અને તેનો અન્ય નિયમોથી સમન્વય ખૂબ જ ગૌરવપૂર્ણ છે. ઈસ્લામમાં રોઝાનું સામાજિક પાસુ છે, જયારે કે હિંદુઓનું વ્રત વ્યક્તિગત ઢંગનું છે. રોઝાના સમાપન પર વિશાળ સામૂહિક નમાઝ અને પારસ્પારિક અભિવાદન સમતા અને ભાઈચારાનું સાક્ષાત રૂપ પ્રસતુત કરે છે. તીર્થોનું પ્રતિરૂપ હજ છે. હિંદુઓના અસંખ્ય તીર્થ છે, જેનો સંબંધ કેવળ વિશ્વાસોથી છે અથવા પૌરાણિક કલ્પનાઓથી; જયારે કે ઈસ્લામની હજ એકરૂપતા, ગંભીરતા અને ધાર્મિકતાની સાથે ઐતિહાસિકતાથી પણ જોડાયેલ છે. ટૂંકમાં, ઈસ્લામના આ પાંચેય અધ્યાદેશો હિંદુ ધર્મમાં બીજરૂપે અસ્તિત્વ ધરાવે છે અને હિંદુ ધર્મ પ્રાચીનતમ્ હોવાથી આ પાસુ મુહમ્મદ સાહેબની પયગંબરીનું જવલંત સાક્ષી છે. ઈસ્લામે આ નિયમોને વધારે સાર્થક અને પ્રભાવશાળી બનાવ્યા અને સમાજ માટે આશ્ચર્યજનક રૂપે ફળદાયક બનાવી દીધા. સૌથી વધારે સુખદ વાત એ છે કે ઈસ્લામમાં તૌહીદ (એકેશ્વરવાદ)ને છોડીને અન્ય ચાર નિયમોમાં અસાધારણ પરિસ્થિતિઓ અનુસાર આવશ્યક છૂટ આપવામાં આવી છે. તૌહીદ તો દિલ, દિમાગ અને આત્માથી, સર્વશક્તિમાન ઈશ્વર પર વિશ્વાસથી સંબંધ રાખે છે, તેથી તેમાં છૂટનો કોઈ પ્રશ્ન જ નથી. તેમાં છૂટ તો શિર્ક (અનેકેશ્વરવાદ) છે. અન્ય ધર્મોમાં એકેશ્વરવાદમાં છૂટ અને સંશોધનના કારણે જ ભ્રષ્ટતા આવી. ઈસ્લામ દરેક પ્રકારનાં શિર્કને શિર્ક જ સમજે છે. ઈસ્લામે એકેશ્વરવાદને બધી રીતે સુરક્ષિત રાખ્યો છે. આ જ ઈસ્લામની વિશેષતા છે. તેથી ઈસ્લામમાં ઝકાત, રોઝા અને હજમાં, વિશેષ પરિસ્થિતિમાં, જેમ કે શારીરિક નબળાઈ અથવા બીમારી અને આર્થિક કઠણાઈઓમાં મુક્તિ આપવામાં આવી છે. ઉદાહરણાર્થ, દાન (ઝકાત) માટે બધી રીતે અસમર્થ વ્યક્તિ માટે ત્યાં સુધી વિકલ્પ મૂકી દીધો છે કે તે ઝઘડા-ફસાદથી બચેલો રહે, તો આ જ તેની ઝકાત છે.

ઈસ્લામના આ નિયમો જે સંક્ષિપ્ત અને સરળ છે, જનસાધારણથી લઈને વિશિષ્ટ સમુદાયની પહોંચમાં છે. તૌહીદને છોડીને શારીરિક અને આર્થિક કષ્ટોમાં ઝકાત, રોઝા અને હજમાં મુક્તિથી નિર્ધનો, રોગીઓ અને અપંગો માટે પણ ઈસ્લામ વરદાન બની ગયો છે; જયારે કે અન્ય ધર્મોમાં સર્વથા અપમાનિત ઉપેક્ષિત છે. ઈસ્લામ, જેણે ધર્મમાં વ્યર્થ કર્મકાંડોનું સર્વથા નિરાકરણ કરી દીધું છે, પોતાના વ્યવહારિક નિયમો અને અન્ય નૈતિક તથા સામાજિક સહાયક નિયમોના સમન્વયથી સ્થાયી અને સાર્વભૌમ આધાર પર સૌનો ધર્મ છે; જેમાં પુરુષ, સ્ત્રી, તિરસ્કૃત, અનાથ, દાસ, અપંગ તેમજ વ્યક્તિ, પરિવાર, સમુદાય, રાષ્ટ્ર એમ તમામ સામેલ છે. સાર એ છે કે આ તમામ સમસ્યાઓના, જેનો મનુષ્ય સામનો કરતો હોય છે, સમાધાનની ક્ષમતા રાખવાના કારણે ઈસ્લામ સૌથી વધારે કલ્યાણકારી છે. ટૂંકમાં, ઈસ્લામની મુખ્ય વિશેષતાઓ નીચે મુજબ છે –

૧. ઇસ્લામની સૌથી મુખ્ય વિશેષતા તેનો વિશુદ્ધ એકેશ્વરવાદ છે. હિંદુ ધર્મના ઈશ્વરકૃત વેદોનો એકેશ્વરવાદ કાળાન્તરે અનેકેશ્વરવાદમાં ખોવાઈ તો ન ગયો, પરંતુ અનેકેશ્વરવાદ અને અવતારવાદ પછી ઈશ્વરને મુખ્યથી ગૌણ બનાવી દેવામાં આવ્યો છે. આ જ પ્રમાણે ખ્રિસ્તીઓના ત્રિત્વ પરમેશ્વર (Trinity) અર્થાત્ ઈશ્વર, પુત્ર અને આત્માની કલ્પના અનુસાર, હિંદુઓના અવતારવાદની જેમ, ખ્રિસ્તી ધર્મમાં પણ ઈશ્વર મુખ્ય ન રહીને ગૌણ બનીને રહી ગયો. આનાથી વિપરીત ઇસ્લામના એકેશ્વરવાદમાં ન કોઈ પ્રકારનું પરિવર્તન થયું અને ન વિકાર ઉત્પન્ન થયો. તેનો પાયો એટલો સુદૃઢ છે કે તેમાં મિલાવટ અસંભવ છે. તેનું કારણ ઇસ્લામનો આ આધારભૂત કલિમા છે – 'હું સાક્ષી આપું છું કે ઈશ્વર સિવાય કોઈ ઈશ્વર અને ઉપાસ્ય નથી, અને મુહમ્મદ ઈશ્વરના દાસ અને તેના દૂત છે.' મુહમ્મદ સાહેબને ઈશ્વરે કુર્આનમાં મહદ્અંશે 'અબ્દ' કહેલ છે, જેનો અર્થ આજ્ઞાંકિત અને દાસ થાય છે. આમ, ઈશ્વરનો દાસ, ન ઈશ્વરનો અવતાર હોઈ શકે છે અને ન ઉપાસ્ય હોઈ શકે છે.

૨. ઇસ્લામે દારૂને દરેક પ્રકારના પાપોની જનની કહેલ છે. તેથી ઇસ્લામમાં દારૂના સેવનની મનાઈ કેવળ નૈતિક સ્તર પર જ નહિં, બલ્કે તે એક ઘોર દંડનીય ગુનો પણ છે, અર્થાત્ કોરડાની સજા. ઇસ્લામમાં સૈદ્ધાંતિક રીતે તાડી, ભાંગ વગેરે માદક દ્રવ્યો અને વસ્તુઓની મનાઈ છે, જ્યારે કે હિંદુ ધર્મમાં તેની મનાઈ પણ છે અને નથી પણ. વિષ્ણુના ઉપાસકો મદિરાને વર્જિત માને છે અને કાળીના ઉપાસકો ધાર્મિકજનો અને શિવ જેવા દેવતાને ભાંગ-ધતૂરાના સેવન કરનારા બતાવવામાં આવે છે તથા શૈવ પણ ભાંગ-ગાંજા વગેરેનું સેવન કરે છે.

૩. ઝકાત અર્થાત્ અનિવાર્ય દાન. આ શ્રેય કેવળ ઇસ્લામને જ પ્રાપ્ત છે કે તેના પાંચેય આધારભૂત કૃત્યો – નમાઝ (ઉપાસના), રોઝા (વ્રત કે ઉપવાસ), હજ (કાબાની તીર્થયાત્રા)માં એક મુખ્ય કૃત્ય ઝકાત પણ છે. આ દાનના પાત્ર લોકોમાં નિર્ધનો પણ છે અને એવા કમજોર દેવાદારો પણ છે, જેઓ દેવું ચૂકવવામાં અસમર્થ હોય, અથવા એટલું ધન તેમની પાસે ન હોય કે કોઈ વેપાર કરી શકે. નિયમિત રૂપે ધનવાનોના ધનમાં ઇસ્લામમાં મૂળભૂત રીતે નિર્ધનોનો અધિકાર નિશ્ચિત કરી દીધો છે, તેથી ઝકાતમાં જે લોકોનો અધિકાર છે, તેમના માટે એ આવશ્યક નથી કે તેઓ ઝકાત લેવા માટે ભિક્ષુક બનીને ધનવાનોની પાસે જાય. આ ઇસ્લામી શાસનનું મૂળ કર્તવ્ય છે કે તેઓ ધનવાનોથી ઝકાત વસૂલ કરે અને તેના અધિકારીઓને આપે. નિર્ધનો પ્રત્યે આવી ચિંતા અને તેમનો આવો આદર કોઈ અન્ય ધર્મમાં નથી.

૪. ઈસ્લામમાં દરેક પ્રકારનો જુગાર નિષિદ્ધ છે, જ્યારે કે હિંદુ ધર્મમાં દીવાળીમાં જુગાર રમવું ધાર્મિક કાર્ય છે. ખ્રિસ્તી ધર્મમાં પણ જુગાર પર કોઈ પ્રતિબંધ નથી.

૫. સૂદ (વ્યાજ) એક એવો વ્યવહાર છે, જે ધનવાનોને વધારે ધનવાન અને નિર્ધનોને વધારે નિર્ધન બનાવી દે છે. સમાજને આ પતનથી સુરક્ષિત રાખવા માટે કોઈ ધર્મએ વ્યાજ પર કોઈપણ પ્રકારની રોક લગાવી નથી. ઈસ્લામ જ એવો ધર્મ છે, જેણે વ્યાજને અતિ વર્જિત ઠરાવેલ છે. વ્યાજને નિષિદ્ધ ઘોષિત કતાં કુર્આનમાં બાકી રહી ગયેલ વ્યાજને છોડી દેવાની આજ્ઞા કરી છે અને ન છોડવા પર ઈશ્વરે અને તેના સંદેષ્ટાથી યુદ્ધની ધમકી આપવામાં આવી છે. (કુર્આન, ૨:૨૭૯)

૬. ઈસ્લામને જ એ શ્રેય પ્રાપ્ત છે કે તેણે ધાર્મિક રીતે લાંચ-રુશ્વતને નિષિદ્ધ ઠેરવેલ છે. (કુર્આન, ૨:૧૮૮) હઝરત મુહમ્મદ સાહેબે લાંચ-રુશ્વત આપનાર અને લેનાર બંને ઉપર ઈશ્વરની ફિટકાર મોકલી છે.

૭. ઈસ્લામે જ સૌપ્રથમ સ્ત્રીઓને સંપત્તિમાં અધિકાર પ્રદાન કર્યો. તેણે મૃતકની સંપત્તિમાં પણ સ્ત્રીઓને હિસ્સો આપ્યો.[1] હિંદુ ધર્મમાં વિધવા સ્ત્રીના પુનર્વિવાહનો નિયમ નથી, એટલું જ નહિં, મૃત પતિના શબની સાથે વિધવાને જીવિત બાળી નાખવાની પ્રથા હતી. જેને બાળી શકાતી નહોતી, તે ન સારું ભોજન કરી શકતી હતી, ન સારા વસ્ત્રો પહેરી શકતી હતી અને ન શુભ કાર્યોમાં ભાગ લઈ શકતી હતી. તે બધી રીતે તિરસ્કૃત થઈને રહી જતી હતી, તેનું જીવન ભારરૂપ બની જતું હતું. ઈસ્લામમાં વિધવા માટે કોઈ કઠોર નિયમ નથી. પતિના મૃત્યુના ચાર મહિના દસ દિવસ બાદ તે પોતાના બીજા લગ્ન કરી શકે છે.

૮. ઈસ્લામે જ અનિવાર્ય પરિસ્થિતિમાં સ્ત્રીઓને પતિ-ત્યાગનો અધિકાર પ્રદાન કર્યો છે. હિંદુ ધર્મમાં સ્ત્રીને આ અધિકાર નથી. આપણા દેશમાં બંધારણ દ્વારા હવે સ્ત્રીઓને અનેક અધિકારો મળ્યા છે.

૯. એ ઈસ્લામ જ છે, જેણે કોઈ સ્ત્રીના સતીત્વ પર લાંછન લગાવનાર માટે ચાર સાક્ષીઓ ઉપસ્થિત કરવું અનિવાર્ય ઠરાવ્યું છે, અને જો તે ચાર સાક્ષીઓ ઉપસ્થિત ન કરી શકે તો તેના માટે એંશી કોરડા મારવાની સજા નિશ્ચિત કરી છે. આ સંદર્ભમાં શ્રી રામચંદ્ર અને હઝરત મુહમ્મદ સાહેબનું તુલનાત્મક આચરણ વિચારણીય છે. મુહમ્મદ સાહેબની પત્ની આઇશાના સતીત્વ પર પણ લાંછન લગાવવામાં આવ્યું હતું, જે મુહમ્મદ સાહેબના આદેશ પર નહીં, બલ્કે વ્યવહારિક તપાસ પછી મિથ્યા

૧. કુર્આન (૪:૧૧-૧૨, ૪:૩૩, ૪:૧૭૬) – આ નિયમ નિર્ધારિત કર્યા પછી કુર્આન કહે છે કે આ અલ્લાહની સીમાઓ છે, તેનું ઉલ્લંઘન કરવાવાળો (પરલોકના જીવનમાં, નર્કની) આગમાં નાખવામાં આવશે, જેમાં તે હંમેશા રહેશે અને આ ખૂબ જ ઘોર યાતના છે. (૪:૧૪)

સિદ્ધ થયું અને આઇશા નિર્દોષ પુરવાર થયા. પરંતુ રામચંદ્રજીએ કેવળ સંશયના કારણે શ્રીમતિ સીતાદેવીનો પરિત્યાગ કરી દીધો, જ્યારે કે તે અગ્નિ-પરીક્ષા દ્વારા પોતાનું સતીત્વ સિદ્ધ કરી ચૂક્યા હતા. જો હિંદુ-જન રામચંદ્રજીના આ આચરણનું અનુસરણ કરવા લાગે તો કેટલી નિર્દોષ સ્ત્રીઓનું જીવન અપમાનિત અને નષ્ટ થઈ જાય. સ્ત્રીઓએ ઇસ્લામના કૃતજ્ઞ હોવું જોઈએ કે તેણે નિર્દોષ સ્ત્રીઓ પર દોષારોપણને કેવળ નૈતિક જ નહિં, બલ્કે કાનૂની અપરાધ પણ ઠરાવ્યું.

૧૦. ઇસ્લામ જ છે, જેણે ઓછું માપવા-તોલવાને કાનૂની ગુનાની સાથે ધાર્મિક પાપ પણ ઠરાવ્યું અને બતાવ્યું કે પરલોકમાં તેની પણ પૂછપરછ થશે.

૧૧. ઇસ્લામે અનાથોની સંપત્તિ મારી ખાવાના કૃત્યને ધાર્મિક પાપ ઠરાવ્યું છે. (કુર્આન, ૪:૧૦, ૪:૧૨૭)

૧૨. ઇસ્લામ કહે છે કે જો તમે ઈશ્વરને પ્રેમ કરો છો, તો તેની સૃષ્ટિથી પ્રેમ કરો.

૧૩. ઇસ્લામ કહે છે કે ઈશ્વર તેનાથી પ્રેમ કરે છે, જે તેના બંદાઓની સાથે વધારેમાં વધારે ભલાઈ કરે છે.

૧૪. ઇસ્લામ કહે છે કે જે પ્રાણીઓ પર દયા કરે છે, ઈશ્વર તેના પર દયા કરે છે.

૧૫. દયા ઈમાનની નિશાની છે. જે વ્યક્તિમાં દયા નથી તેનામાં ઈમાન નથી.

૧૬. એ વ્યક્તિનું ઈમાન પૂર્ણ નથી હોઈ શકતું, જ્યાં સુધી તે પોતાના સાથીને પોતાના સમાન ન સમજે.

૧૭. કોઈ વ્યક્તિ સાચા અર્થમાં મુસ્લિમ નથી બની શકતો, જો તે પેટ ભરીને ઊંઘે અને તેનો પાડોસી ખાલી પેટ (ભૂખ્યો) હોય.

૧૮. ઇસ્લામ અનુસાર ઇસ્લામી રાજ્ય કુફ્ર (અધર્મ)ને તો (વિશેષ પરિસ્થિતિમાં તથા નિશ્ચિત સીમા સુધી) સહન કરી શકે છે, પરંતુ અત્યાચાર અને અન્યાયને સહન કરી શકતો નથી.

૧૯. ઇસ્લામ કહે છે કે જેનો પાડોસી તેની બૂરાઈથી સુરક્ષિત ન હોય, તે ઈમાનવાળો નથી.[૧]

૧. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પાડોસીઓની સાથે દરેક પ્રકારે ભલાઈ કરવા પર વિશેષ ભાર મૂક્યો છે અને તેમાં મુસ્લિમ-બિનમુસ્લિમનો કોઈ ભેદ રાખ્યો નથી. હઝરત મુહમ્મદ (સલ્લ.)નું કથન છે કે, ''જિબ્રઈલ (ફરિશ્તા), જેઓ આપની પાસે ઈશ્વરનો આદેશ લાવ્યા કરતા હતા, હંમેશા મને પાડોસીની સાથે ભલાઈ કરવાનો આદેશ આપતા રહ્યા, ત્યાં સુધી કે મને એવું લાગવા માંડ્યું કે તેઓ વારસામાં પાડોસીને હકદાર બનાવી દેશે.'' ઇસ્લામના એક મહાન વિદ્વાન ઇમામ ઇબ્ને હજરે આ કથનની સમજૂતીમાં લખ્યું છે કે પાડોસીમાં મુસ્લિમ, બિનમુસ્લિમ, મિત્ર, શત્રુ બધા સામેલ છે. એ જ પ્રમાણે દયા અને નમ્રતા પર પણ મહામાનવ હઝરત મુહમ્મદ સાહેબે ભાર મૂક્યો છે. આપનું કથન છે – ''હું લાનત (ફિટકાર, શ્રાપ) કરવાવાળો નથી, બલ્કે દયા બનાવીને મોકલવામાં આવ્યો છું. દયાને પાત્ર હોવામાં પણ મુસ્લિમ-બિનમુસ્લિમ તથા સમસ્ત પ્રાણીઓ સામેલ છે.

૨૦. જે વ્યક્તિ કોઈની એક વેંત જેટલી જમીન પણ કોઈ અધિકાર વિના લઈ લેશે, તેને કયામતના દિવસે સાત પાતાળ સુધી પૃથ્વીમાં ધસાવી દેવામાં આવશે.

૨૧. ઈસ્લામમાં જે સમતા અને બંધુત્વ છે, તે જગતના કોઈ ધર્મમાં નથી. હિંદુ ધર્મમાં હરિજનને ઘૃણિત અને અપમાનિત માનવામાં આવે છે. આ ભાવના વિરુદ્ધ ૨૫૦૦ વર્ષ પૂર્વે મહાત્મા બુદ્ધે અવાજ ઉઠાવ્યો, અને ત્યારથી લઈને આજ સુધી અનેક સુધારકોએ આ ભાવનાને બદલવાનો પ્રયાસ કર્યો, આધુનિક યુગમાં ગાંધીજીએ અનથક કોશિશ કરી, પરંતુ તેઓ પણ હિંદુઓની આ ભાવનાને બદલવામાં સફળ ન થઈ શક્યા. એ જ પ્રમાણે ખ્રિસ્તીમાં પણ ગોરા-કાળાનો ભેદ છે. ગોરાઓનું દેવળ અલગ અને કાળાઓનું દેવળ અલગ હોય છે. ગોરાઓના દેવળમાં કાળાઓ પ્રવેશી શકતા નથી. દક્ષિણ આફ્રિકામાં આ યુગમાં પણ ગોરા ખ્રિસ્તીઓ કાળા ખ્રિસ્તીઓ પર અત્યાચાર કરી રહ્યા છે, જ્યારે કે ચારે તરફ સમાજવાદનો નારો વ્યાપ્ત છે અને આ અંગે સંયુક્ત રાષ્ટ્રસંઘનું નિયંત્રણ છે. આ ભેદભાવને ઈસ્લામે એ રીતે મૂળમાંથી મિટાવી દીધો કે આ જ દક્ષિણ આફ્રિકામાં એક વણકરના મુસલમાન બનતાં જ મુસ્લિમ સમાજમાં તેને સમાનતા પ્રાપ્ત થઈ જાય છે, જ્યારે કે ખ્રિસ્તી બન્યા પછી ખ્રિસ્તી સમાજમાં તેને આ પદ પ્રાપ્ત નથી થતું. ગાંધીજીએ ઈસ્લામની આ પ્રેરક શક્તિ પ્રત્યે હાર્દિક ઉદ્‌ગાર વ્યક્ત કરેલ છે.[1]

---

૧. રાજેન્દ્ર નારાયણ લાલજીએ સંક્ષેપની નીતિથી કામ લીધું છે, જેથી સામાન્ય લોકો સરળતાથી આ વિષયોથી માહિતગાર થઈ શકે, પરંતુ અમે સમતા અને બંધુત્વમાં સંક્ષિપ્ત રૂપે ઈસ્લામની કેટલીક શિક્ષાઓ અને ઉદાહરણો પ્રસ્તુત કરી દઈએ તો એ અનુચિત નહીં ગણાય.

ઈસ્લામ મૂળભૂત રીતે જ માનવતાને અભેદ ઠરાવે છે. તે કહે છે કે તમામ મનુષ્યો એક જ માતા-પિતાનાં સંતાનો છે. પવિત્ર કુર્આનમાં ઈશ્વરે કહ્યું છે—

"હે મનુષ્યો ! અમે તમને એક પુરુષ અને સ્ત્રીથી ઉત્પન્ન કર્યા અને તમારી જાતિઓ અને બિરાદરીઓ બનાવી દીધી, જેથી તમે એક-બીજાને ઓળખી શકો. વાસ્તવમાં ઈશ્વરના સમીપ સૌથી પ્રતિષ્ઠિત એ છે જે તમારામાંથી સૌથી વધારે સંયમી (સુકર્મી) છે. નિઃસંદેહ, ઈશ્વર બધું જ જાણવાવાળો, બધી જ માહિતી રાખવાવાળો છે."

(કુર્આન, ૪૯:૧૩)

આ અત્યંત અર્થપૂર્ણ આયત છે. આમાં ત્રણ વાતો મુખ્ય રૂપે બતાવવામાં આવી છે, જેને ન સમજવાના કારણે માનવતા સંતાન-સંતાન, દેશ-દેશ, જાતિ-જાતિ અને વર્ણ-વર્ણમાં વિભક્ત થઈ ગઈ છે. મનુષ્ય એ ભૂલી ગયો છે કે તે એક જ માતા-પિતાની સંતાન છે. માનવ-ઈતિહાસ જે કટુતા, કલેહ, દ્વેષ અને રક્તપાતથી ભરાઈ ગયો છે તથા આજે પણ એ જ બધું દેખાઈ રહ્યું છે, આ જ મિથ્યા ભેદભાવનું પરિણામ છે. આ આયતમાં મનુષ્યને સૌપ્રથમ આ જ વાસ્તવિકતાથી માહિતગાર કરવામાં આવ્યો છે. બીજી વાત એ બતાવવામાં આવી છે કે સંતાન, ગોત્ર, પરિવાર, જાતિ અને દેશના ભેદનો એ અર્થ નથી કે આમાંથી કોઈ કોઈથી શ્રેષ્ઠ અને કોઈ કોઈનાથી હીન છે. તમામ મનુષ્યો પૃથ્વીના એક જ ભાગમાં તો સમાઈ શકતા નહોતા અને ન બધાને આજીવિકા મળી શકતી હતી, તેથી જુદા-જુદા દેશ બની ગયા અને જાતિઓ બની ગઈ, ગોત્ર અને પરિવાર બની ગયા કે એક-બીજાને ઓળખી શકે અને એક-બીજાનો હક્ક અદા કરી શકે, આ જ રૂપમાં વ્યવસ્થા પણ સ્થાપિત થઈ શકતી હતી.

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)

# શું ઈસ્લામ તલવારથી ફેલાયો છે ?

જગતના બધા ધર્મોમાં ઈસ્લામની એક વિશેષતા એ પણ છે કે તેના વિરુદ્ધ જેટલો ભ્રષ્ટ પ્રચાર થયો, કોઈ અન્ય ધર્મ વિરુદ્ધ નથી થયો. સૌપ્રથમ તો મહાઈશદૂત મુહમ્મદ સાહેબની જાતિ કુરૈશે જ ઈસ્લામનો વિરોધ કર્યો અને અન્ય ઘણાં માધ્યમોની સાથે ભ્રષ્ટ પ્રચાર અને અત્યાચારનો માર્ગ પણ અપનાવ્યો. એ પણ ઈસ્લામની વિશેષતા જ છે કે તેના વિરુદ્ધ જેટલો પ્રચાર થયો, તે એટલો જ ફેલાતો ગયો અને ઉન્નતિ કરતો ગયો, અને આ પણ એક પ્રમાણ છે – ઈસ્લામના ઈશ્વરીય સત્ય-ધર્મ હોવાનું. ઈસ્લામ વિરુદ્ધ જેટલા પ્રકારનો પ્રચાર કરવામાં આવ્યો અને કરવામાં આવી રહ્યો છે, તેમાં સૌથી ઉગ્ર પ્રચાર એ છે કે ઈસ્લામ તલવારના જોરે ફેલાયો, જો આવું નથી તો જગતમાં અનેક ધર્મો હોવા છતાં ઈસ્લામ ચમત્કારી રૂપે જગતમાં કેવી રીતે ફેલાઈ ગયો ? આ પ્રશ્ન કે શંકાનો સંક્ષિપ્ત ઉત્તર તો એ છે કે જે યુગમાં ઈસ્લામનો ઉદય થયો, તે વખતના ધર્મોના આચરણહીન અનુયાયીઓએ ધર્મને પણ ભ્રષ્ટ કરી નાખ્યો હતો. તેથી માનવ-

---

(પાછળની ફૂટનોંધનું શેષ...)

ત્રીજી વાત એ સમજાવવામાં આવી છે કે વાસ્તવિક શ્રેષ્ઠતાનો આધાર સંતાન, ગોત્ર, વર્ણ, જાતિ અને દેશ નથી, બલ્કે સંયમ, ચરિત્ર અને સત્કર્મો છે. જે વ્યક્તિ સંયમી, સદ્ચરિત્ર અને સત્કર્મી હશે, તે શ્રેષ્ઠ છે; ચાહે તે ગમે તે દેશ, જાતિ વર્ણ અને ગોત્રનો હોય અને જે આનાથી વિરુદ્ધ છે, તે હીન છે, ચાહે તે ગમે તે દેશ, જાતિ, ગોત્ર અને વર્ણનો હોય. આરબ પ્રદેશમાં મહાઈશદૂત હઝરત મુહમ્મદ (સલ્લ.)ની જાતિ કુરૈશને પોતાની શ્રેષ્ઠતા ઉપર ગર્વ હતો કે તેઓ કોઈપણ જાતિને પોતાના સમાન નહોતા સમજતા. મક્કા-વિજયના ઐતિહાસિક પ્રસંગે પોતાની જાતિ કુરૈશને સંબોધિત કરતાં મહાઈશદૂત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું – ''લોકો ! સૌ મનુષ્યો બે જ ભાગોમાં વહેંચાયેલા છે - એક સત્કર્મી અને સંયમી, જેઓ ઈશ્વરના નિકટ શ્રેષ્ઠ છે; બીજો કુકર્મી અને દુરાચારી, જેઓ ઈશ્વર સમક્ષ અપમાનિત છે. સૌ મનુષ્યો આદમની સંતાન છે અને આદમને ઈશ્વરે માટીમાંથી બનાવ્યા હતા.'' આવું વિજય-ભાષણ ન લંકા-વિજય પર રામચંદ્રજીએ આપ્યું અને ન કૃષ્ણજીએ કૌરવ-વિજય પર. મહાઈશદૂતે પોતાના જીવનના અંતિમ હજના અવસરે જ્યારે અરબસ્તાનના ખૂણે-ખૂણેથી મુસલમાનો હજ કરવા માટે મક્કા આવ્યા હતા, પોતાના ભાષણમાં ફરમાવ્યું – ''લોકો ! સાવધાન ! તમારા સૌનો ઈશ્વર એક છે, કોઈ આરબને અન્ય બિનઆરબ પર, અને કોઈ બિનઆરબને કોઈ આરબ પર, કોઈ ગોરાને કોઈ કાળા પર અને કોઈ કાળાને કોઈ ગોરા પર કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, સિવાય સંયમ અને સત્કર્મના. ઈશ્વરના નિકટ તમારામાંથીસૌથી પ્રતિષ્ઠિત એ છે, જે સૌથી વધારે સંયમી અને સત્કર્મી છે.''

આ પ્રકારનો ઉપદેશ અને આદેશો કેવળ કથન સુધી સીમિત ન રહ્યા. મહાઈશદૂતના સાથીઓમાં આરબો પણ હતા અને બિનઆરબો પણ, એ વ્યક્તિઓ પણ હતા જેઓ ગુલામ રહી ચૂક્યા હતા, તેમને કુરૈશથી માત્ર બરાબરી જ નહિં, બલ્કે તેમના પછી મુસલમાન બનવાવાળા લોકોને કુરૈશ પર પ્રાધાન્યતા પણ પ્રાપ્ત હતી. એકસો-બસો વર્ષ પછી મુસલમાન બનવાવાળા અન્ય દેશોના વિદ્વાનો આરબોના ધાર્મિક આગેવાન બની ગયા, આજે પણ ખાનપાનમાં, ધાર્મિક વિદ્યાલયો અને મસ્જિદોમાં ઈસ્લામી સમાનતા અને ભાઈચારાનું નિદર્શન કરી શકાય છે. આમાં મોટી સંખ્યા તેમની હોય છે, જેઓ શુદ્ધ જાતિઓમાંથી મુસલમાન બન્યા હતા. ઈસ્લામી સમાનતા અને ભાઈચારાનું સૌથી વધારે મનોરમ અને પ્રભાવકારી દશ્ય મક્કામાં હજના પ્રસંગે જોવા મળે છે. અરબી, ઈરાની, અફઘાની, તુર્કી, ભારતીય, મલેશિયન, ઇન્ડોનેશિયન વગેરે સૌ ભાઈ-ભાઈ બની જાય છે.

કલ્યાણ હેતુ ઈશ્વરની ઇચ્છા દ્વારા ઇસ્લામ સફળ થયો અને જગતમાં ફેલાયો, તેનો સાક્ષી ઇતિહાસ છે.[1]

મુહમ્મદ સાહેબના ઈશદૂતના પદ પર નિયુક્ત થયા અગાઉ આરબ જાતિ બધી રીતે ધર્મભ્રષ્ટ અને પાપાચારોનું સાક્ષાત રૂપ હતી. આવી પતિત જાતિને ધર્માત્મા અને સત્કર્મી બનાવવા માટે સર્વથા સાધનહીન અને નિઃસહાય હોવા છતાં પણ ઈશ્વરની પ્રેરણાથી મુહમ્મદ સાહેબ એકલા ઊભા થઈ ગયા. જેમનાં હૃદય શુદ્ધ હતા, તેઓ આપના ઉપદેશથી ઇસ્લામ ગ્રહણ કરવા લાગ્યા, પરંતુ આપની જાતિના સરદારોમાં એ સાહસ નહોતું કે તેઓ પોતાના પૂર્વજોના ધર્મનો ત્યાગ કરીને આપને પોતાના ધર્મગુરુ માની લે અને આપની આધીનતાનો સ્વીકાર કરી લે. આપના ધર્મપ્રચાર વિરુદ્ધ તેઓ પ્રતિરોધક બનીને ઊભા થઈ ગયા અને આપના ઉપર અને આપના અનુયાયીઓ ઉપર અસહ્ય અત્યાચાર કરવા લાગ્યા, ત્યાં સુધી કે અત્યાચાર-પીડિત મુસલમાનોનો એક સમૂહ હિજરત અર્થાત્ ધર્મ કાજે દેશ-ત્યાગ કરીને હબ્શા (ઇથોપિયા) ચાલ્યો ગયો. મક્કામાં અત્યાચારનું ચક્ર ચાલતું રહ્યું, આ રીતે મુહમ્મદ સાહેબ અને મુસલમાનોનું પોતાના વતનમાં રહેવું અસંભવ બની ગયું હતું. મક્કામાં તો ઇસ્લામની આ સ્થિતિ હતી, હવે જૂઓ મદીનામાં ઇસ્લામ કેવી રીતે પહોંચી જાય છે અને ઘર-ઘર ફેલાઈ જાય છે. આનાથી અનુમાન કરી શકાય છે કે જગતમાં ઇસ્લામ કેવી રીતે ફેલાયો ? થયું એ કે મદીના નિવાસીઓનો એક સમૂહ હજ કરવા માટે મક્કા આવ્યો, મુહમ્મદ સાહેબે તેમને ઇસ્લામનો ઉપદેશ આપ્યો અને તેમણે ઇસ્લામ ગ્રહણ કરી લીધો. બીજા વર્ષે કેટલાક અન્ય નિવાસીઓ હજ કરવા આવ્યા અને મુહમ્મદ સાહેબના ઉપદેશથી તેઓ પણ મુસલમાન બની ગયા. તેમની વિનંતી પર, તેમના પ્રશિક્ષણ માટે મુહમ્મદ સાહેબે પોતાના એક સાથીને મદીના મોકલી દીધા. તેમના દ્વારા ત્યાં ઘર-ઘર ઇસ્લામ ફેલાઈ ગયો. ત્રીજા વર્ષે હજના પ્રસંગે મદીનાના મુસલમાનોનો એક મોટો સમૂહ મક્કા આવ્યો. તેણે મુહમ્મદ સાહેબ સમક્ષ પ્રસ્તાવ મૂક્યો કે આપ અને મુસલમાનો મક્કા છોડીને

---

૧. જે સમયે મક્કા-નિવાસી પોતાની પૂરેપૂરી શક્તિથી યુદ્ધ દ્વારા ઇસ્લામ અને મુસલમાનોના ઉન્મૂલનનો પ્રયાસ કરી રહ્યા હતા, તો આ પ્રમાણે ઈશ્વરીય વાણી અવતરિત થઈ—

"વિરોધીઓ પોતાના મોઢાની ફૂંકો વડે ઈશ્વરના પ્રકાશને ઓલવવા માગે છે અને ઈશ્વર પોતાના પ્રકાશને પૂર્ણરૂપે ફેલાવીને રહેશે, ચાહે તે વિધર્મીઓને ગમે તેટલું અપ્રિય હોય. એ જ છે, જેણે પોતાના સંદેષ્ટાને સન્માર્ગ અને સત્ય-ધર્મની સાથે મોકલ્યો છે, જેથી તેને સમસ્ત ધર્મો પર પ્રભુત્વ અપાવી દે, ચાહે તે અનેકેશ્વરવાદીઓને ગમે તેટલું અપ્રિય હોય." (કુર્આન, ૬૧:૮-૯)

આરબ પ્રદેશમાં અનેકેશ્વરવાદીઓ ઉપરાંત યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પણ હતા. આ બંને સંપ્રદાય ઇસ્લામથી દ્વેષ રાખતા હતા. ખ્રિસ્તી દેશોએ જ એ ભ્રષ્ટ પ્રચાર કર્યો કે ઇસ્લામ તલવારના જોરથી ફેલાયો, પરંતુ આગળ ચાલીને એ જ દેશોમાં અવા વિદ્વાનો પણ થયા, જેમણે આ આરોપનું ખંડન કર્યું. આપણા દેશમાં પણ બંને પ્રકારનાં, આરોપકર્તા અને આરોપોનું ખંડન કરનારાં વિદ્વાનો પેદા થયા છે.

મદીના ચાલ્યા આવો, અમે જાન અને માલથી, એમ દરેક પ્રકારે આપની અને મુસલમાનોની સહાયતા અને રક્ષા કરીશું. આપ સાહેબે આ પ્રસ્તાવ સવીકારી લીધો અને મુસલમાનોને મદીના જવાની આજ્ઞા આપી દીધી અને તેઓ મદીના ચાલ્યા ગયા. હબ્શાની હિજરત પછી આ બીજી ઐતિહાસિક હિજરત હતી. મુહમ્મદ સાહેબને તો રાત્રિના સમયે એ હાલતમાં હિજરત કરવી પડી કે શત્રુઓ આપની હત્યા માટે આપના ઘરને ઘેરો નાખીને ઊભા હતા, પરંતુ આપ ઈશ્વરની રક્ષામાં ઘરથી સુરક્ષિત નીકળી ગયા.[1]

આ છે ઈસ્લામનો ૧૩ વર્ષનો ઈતહિાસ. પછી એ સ્વીકાર કરવામાં કયો તર્ક અવરોધરૂપ થાય છે કે ઈસ્લામ પોતાની સત્યતા અને નૈતિકતાની શક્તિ તથા મુહમ્મદ સાહેબના દિવ્ય વ્યક્તિત્વના પ્રભાવ દ્વારા ફેલાયો. યુદ્ધ તો શત્રુઓએ આપના ઉપર લાદ્યું હતું. જે પ્રમાણે રક્ષણના હેતુથી દેશનો ત્યાગ કરવો પડ્યો હતો, એ જ પ્રમાણે રક્ષણના હેતુસર યુદ્ધ માટે વિવશ થવું પડ્યું. મુહમ્મદ સાહેબ અને મુસલમાનોના દેશત્યાગ પછી પણ મક્કા-નિવાસીઓનો વેરાગ્નિ શાંત ન થયો. તેમણે મદીના પર આક્રમણનો આરંભ કરી દીધો. હવે ધર્મ-રક્ષાનો જ પ્રશ્ન નહોતો, પ્રાણ-રક્ષાનો પ્રશ્ન પણ સામે હતો. આ પરિસ્થિતિમાં ઈશ્વર તરફથી મુસલમાનોને સ્વરક્ષા હેતુસર જિહાદની અનુમતિ મળી. ઈસ્લામ-વિરોધીઓ આક્ષેપ કરે છે કે મુહમ્મદ સાહેબનું આંદોલન મક્કામાં પૂર્ણરૂપે શાંતિમય હતું, પરંતુ મદીનામાં તેમને શક્તિ પ્રાપ્ત થઈ તો તેમણે પોતાની નીતિ બદલી નાખી. આ કેટલો અન્યાયપૂર્ણ આક્ષેપ છે ? શું આ પરિસ્થિતિમાં પણ મુહમ્મદ સાહેબે મુસલમાનોને એવું કહેવું જોઈતું હતું કે - પોતાની અને ધર્મની રક્ષા ન કરો, ગરદનો કપાવી નાખો ? રક્ષણના હેતુસર યુદ્ધ કયા ધર્મ અને કઈ રાજનીતિમાં વર્જિત છે ? રામચંદ્રજીએ તો પત્ની માટે અને કૃષ્ણજીએ ભૂમિ માટે યુદ્ધ કર્યું. રામચંદ્રજીના યુદ્ધથી દેશ અને રાષ્ટ્રનું કયું કલ્યાણ થયું ? કૃષ્ણજીના યુદ્ધના ફળસ્વરૂપે તેમના સંબંધીઓ અને અર્જુનના પરિવારનો સંહાર થઈ ગયો અને રાષ્ટ્રની શક્તિ ક્ષીણ થઈ ગઈ. મુહમ્મદ સાહેબે પોતાના ૨૧ વર્ષના શત્રુઓને, જેમાં મોટા-મોટા અપરાધીઓ પણ હતા, ક્ષમા કરી દીધા, જાતિ પણ સુરક્ષિત રહી ગઈ, ઈસ્લામ પણ સ્થાપિત થઈ ગયો અને કબીલાઓ દરમ્યાન વહેંચાયેલો દેશ ઈસ્લામની વ્યવસ્થામાં બંધાઈને સુદૃઢ થઈ ગયો.

ઈસ્લામને તલવારની શક્તિથી પ્રસારિત થવાનું બતાવનારાઓ એ તથ્યથી તો માહિતગાર હશે કે આરબ મુસલમાનોના બિનમુસ્લિમ વિજેતા તાતારીઓએ વિજય

૧. મક્કાથી મુસલમાનોની કોઈ તલવાર મદીના નહોતી ગઈ. આ એ સમય હતો, જ્યારે મક્કાના મુસલમાનો સ્વયં પીડિત અને અત્યાચારગ્રસ્ત હતા. જે મુસલમાનો મક્કાથી મદીના હિજરત કરીને ગયા, તેમના હાથમાં પણ તલવાર નહોતી, કેમ કે ત્યાં શરણાર્થી બનીને ગયા હતા, સૈનિક બનીને નહીં. તેમ છતાં મદીનામાં ઈસ્લામ ઘર-ઘર ફેલાઈ જાય છે.

પછી પરાજિત આરબોના ઇસ્લામી ધર્મનો સ્વયં સ્વીકાર કરી લીધો હતો. આવી વિચિત્ર ઘટના કેવી રીતે ઘટી ગઈ? તલવારની શક્તિ તો વિજેતાઓની પાસે હતી, તે ઇસ્લામથી પરાજિત કેવી રીતે થઈ ગઈ? ઇસ્લામના વિલક્ષણ પ્રસાર ઉપર આરોપ લગાવનારાઓની પાસે આનો શું ઉત્તર છે?

મંગોલોની બર્બરતાનું નિરાકરણ ઇસ્લામ સિવાય કયા ધર્મ પાસે હતું? સમગ્ર જગત મંગોલોની બર્બરતા અને અત્યાચારથી થર-થર કાંપતુ હતું. તેમને સભ્યતા અને સંસ્કૃતિનો પાઠ ભણાવીને મનુષ્ય બનાવી દેવાનું શ્રેય કેવળ ઇસ્લામને પ્રાપ્ત છે. શું ચીન, હિન્દેશિયા[1] અને આફ્રિકામાં ઇસ્લામનો પ્રસાર તલવારથી થયો? ઇતિહાસ તો આવું નથી કહેતો.

સંભવ છે કે મધ્ય-કાળમાં યુરોપમાં, ભારતમાં અથવા અન્ય દેશોમાં જે યુદ્ધો થયા અને જેમાં મુસલમાનો એક પક્ષ હતા અને વિજયી થયા, પરિણામે મુસ્લિમ સમાજ સ્થાપિત થયો, પરાજિત બિનમુસ્લિમો પર અત્યાચાર થયા હોય અને ઇસ્લામના રાજય-ધર્મ હોવાથી કેટલાક અત્યોત્સાહી અને અવિવેકી મુસલમાનોએ બળ-પ્રયોગ કર્યો હોય, પરંતુ આ પ્રકારની યુદ્ધજન્ય દુર્ઘટનાઓ અને અવિવેકપૂર્ણ અત્યોત્સાહને ઇસ્લામના ખાતામાં મૂકવું તદ્દન અન્યાય છે. આ યુદ્ધ તો એવા જ હતા, જેમ કે મુસલમાનો-મુસલમાનો વચ્ચે, હિંદુઓ-હિંદુઓ વચ્ચે, ખ્રિસ્તીઓ-ખ્રિસ્તીઓ વચ્ચે યુદ્ધો, રાજપૂતોનાં પારસ્પારિક યુદ્ધો, મરાઠાઓનું મરાઠાઓથી યુદ્ધ, મોગલો અને પઠાણોનું યુદ્ધ.

જો આપણે આ યુદ્ધોના રાજનૈતિક કારણોથી વિમુખ થઈને હિંદુઓ અને મુસલમાનોના યુદ્ધોનું કારણ ઇસ્લામને ઠરાવીશું, તો શું આ વાસ્તવિકતાથી તદ્દન વિરુદ્ધ નહીં હોય?

ભારતમાં એવા યુદ્ધો અપવાદરૂપ જ છે, જેમાં એક પક્ષ વિશુદ્ધ મુસલમાન અને બીજો પક્ષ વિશુદ્ધ હિંદુ રહ્યો હોય. આરંભમાં ચાહે આવું થયું હોય, પરંતુ મુસલમાનોના સ્થાયી રૂપે ભારતમાં નિવાસ કરી લીધા પછી આવું નથી થયું. ઈ. ૧૫૬૫ ના તાલીકોટના યુદ્ધમાં, જે બહમની મુસ્લિમ રાજ્યો અને હિંદુ રાજ્ય વિજયનગર વચ્ચે થયું, મુસલમાનો દ્વારા અવશ્ય મોટો વિનાશ થયો, પરંતુ તેના અગાઉ વિજયનગરના હિંદુ રાજાએ અહમદનગરના મુસ્લિમ રાજ્યને બરબાદ કરી દીધું હતું અને મુસલમાનો પર ક્રૂર અત્યાચાર કર્યો હતો. તેની જ પ્રતિક્રિયા તાલીકોટમાં થઈ.

ઇસ્લામ પર બળપૂર્વકના ધર્મ-પરિવર્તનનો આરોપ લગાવનારાઓ એ ઐતિહાસિક તથ્યને દૃષ્ટિમાં રાખે કે મેક્સિકોમાં ખ્રિસ્તીઓ દ્વારા લાખો બિનખ્રિસ્તીઓ માર્યા ગયા, તથા પોતાની જન્મભૂમિથી બૌદ્ધ ધર્મનો લોપ સ્વતઃ નહોતો થઈ ગયો,

૧. દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો.

બલ્કે બ્રાહ્મણ પુષ્યમિત્ર શુંગ દ્વારા બૌદ્ધોનું નિર્દયી ઉત્પીડન કરવામાં આવ્યું હતું.

ખ્રિસ્તીઓનું પોતાના જ સમુદાયને જીવતા સળગાવવાનું કૃત્ય, વિશેષતઃ પોર્ટુગીઝોને, ધાર્મિક ઉન્માદ અને ખ્રિસ્તી મિશનરીઓ દ્વારા ઘૃણિત પ્રલોભનોથી ધર્મ-પરિવર્તન કેવળ સામ્રાજયવાદી પ્રેરણાથી છે. ગોરા ખ્રિસ્તીઓનો કાળા ખ્રિસ્તીઓ પર નિર્દયી અત્યાચાર, હિંદુઓનો પોતાના સહધર્મી હરિજનો પર પરંપરાગત અત્યાચાર, આ બધું (તથાકથિત) 'મુસ્લિમ ધર્મોન્માદ'થી કેટલાય ગણો વધીને છે. ઈસ્લામનો પ્રસાર તેની સાદગી, શુદ્ધ સમાનતાવાદ અને નૈતિક શક્તિથી થયો છે.

## 'કાફિર' શબ્દનો અર્થ :

યુદ્ધના સમય અંગે કુર્આનમાં ઉલ્લેખ છે કે કાફિરોને મિત્ર ન બનાવો, તેમના સાથે યુદ્ધ કરો, તેમને જ્યાં જૂઓ મારી નાખો. આ વાતોને લઈને પણ ઈસ્લામ વિશે મોટી ભ્રમણા ફેલાવવામાં આવી છે. 'કાફિર' શબ્દ 'હિંદુ' શબ્દનો પર્યાયવાચી શબ્દ નથી. તેનો મૂળ અર્થ અકૃતજ્ઞતા છે. બીજો અર્થ છે – ઇન્કાર કરનાર. તેથી જે વ્યક્તિ મુહમ્મદ સાહેબના ઈશદૂતત્વ અને ઈશ્વરીય ગ્રંથ કુર્આનને નથી માનતો તે ઈન્કાર કરનાર અને અકૃતજ્ઞ જ હોય છે, જેને અરબી પારિભાષિક શબ્દમાં 'કાફિર' કહેવામાં આવે છે. આ જ અર્થમાં મુહમ્મદ સાહેબ અને કુર્આનને ન માનનારાઓ માટે 'કાફિર' શબ્દનો ઉપયોગ થયો છે. આ અર્થ અનુસાર યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને પારસીઓ માટે પણ 'કાફિર' શબ્દ પ્રયુક્ત થયો છે. બિનમુસ્લિમ તો બિનમુસ્લિમ, જો કોઈ મુસલમાન પણ ઈસ્લામની કોઈ માન્યતા અથવા કોઈ આજ્ઞાનો, જેમ કે નમાઝનો ઈન્કાર કરી દે તો તે 'કાફિર' બની જશે.

વૈદિક ધર્મમાં કાફિરનો પર્યાયવાચી શબ્દ નાસ્તિક જોવા મળે છે. બુદ્ધજી વેદને નહોતા માનતા, તેથી તેમને નાસ્તિક અર્થાત્ કાફિર કહેવામાં આવતા હતા અને બૌદ્ધ ધર્મ સ્પષ્ટ રીતે હિંદુ ધર્મથી અલગ એક ધર્મ છે. આ વાસ્તવિકતાને જોતાં કાફિર શબ્દ ન તો હિંદુઓ માટે અપમાનજનક છે અને ન નાસ્તિક શબ્દ મુસલમાનો માટે. પરંતુ વ્યવહારિક રીતે મુસલમાનો હિંદુઓને હિંદુ કહે અને લખે છે તથા હિંદુ મુસલમાનોને મુસલમાન જ કહે અને લખે છે, અને આ જ સજ્જનતા છે, પરંતુ ઈસ્લામમાં બિનમુસ્લિમો માટે કેવળ એક શબ્દ કાફિર છે અને હિંદુ ધર્મમાં બિન-હિંદુઓ માટે સ્પષ્ટ રૂપે અનેક અપમાનજનક શબ્દો છે; જેમ કે - અનાર્ય, અસભ્ય, દસ્યૂ (ચોર, લૂંટારો, અનાર્ય લોકોની એક જાતનો માણસ), મ્લેચ્છ વગેરે. હિંદુ તો પોતાના સહધર્મીઓમાંના એક વર્ગને અંત્યજ (શુદ્ર), ચાન્ડાલ અને અછૂત કહે છે. (ઈસ્લામમાં 'કાફિર' શબ્દ એક ગુણવાચક શબ્દ છે, ન કે અપમાનજનક.)

## સગોત્ર લગ્ન :

ઈસ્લામ દ્વારા પ્રતિપ્રાદિત સગોત્ર લગ્ન અંગે પણ આક્ષેપ કરવામાં આવે છે. પરંતુ સગોત્ર લગ્ન મનોવૈજ્ઞાનિક, પારિવારિક, સામાજિક, આર્થિક એમ દરેક દષ્ટિકોણથી ઇચ્છનીય છે. સગોત્ર લગ્ન અન્ય ધર્મોમાં પણ પ્રચલિત છે, ત્યાં સુધી કે આવા લગ્નના વિરોધી હિંદુઓના પૂર્ણ અવતાર કૃષ્ણને પણ તે માન્ય હતું. હિંદુઓમાં વિરોધાભાસ છે. હિંદુઓની એક પરંપરા છે કે તેઓ પોતાના પૂર્વ આદિ પુરુષોની માન્યતાનો ઇતિહાસ ધરાવવા છતાં તેનાથી બધી રીતે નિષેધાત્મક નૈતિકતા (Negative morality)ના નામે દૂર ખસી જાય છે; જ્યારે કે ઇસ્લામમાં જે સગોત્ર લગ્નોની માન્યતા છે અને જે સગોત્ર લગ્નોની માન્યતા નથી, તેનો આધાર મનોવૈજ્ઞાનિક છે. ટૂંકમાં, આ મનોવૈજ્ઞાનિક વાસ્તવિકતાને એ રીતે સમજવી જોઈએ કે સગી બહેન અને પિતરાઈ કે સંબંધમાં લાગતી બહેન પ્રત્યે આજન્મ એક જેવી ભાવના નથી રહેતી. હિંદુઓમાં સગોત્રતાનું ક્ષેત્ર વ્યાપક બનાવી દેવાનું પરિણામ એ આવ્યું કે એક જ પેઢીમાં નહીં, તો બીજી પેઢીમાં તો અવશ્ય બે સગા ભાઈઓનો પરિવાર એક-બીજા માટે અજનબી બની જાય છે. એક ધનવાન ભાઈ પોતાના ગરીબ ભાઈ કે બહેનની સારામાં સારી સહાયતા એ જ રીતે કરી શકે છે કે તે એટલે કે ધનવાન ભાઈ પોતાના પુત્રના લગ્ન પોતાના ગરીબ ભાઈ અથવા બહેનની પુત્રી સાથે કરી દે. આકસ્મિક સહાયતા પ્રભાવી નથી હોતી અને તે માત્ર હીન ભાવના જ ઉત્પન્ન કરે છે. વાસ્તવમાં સમાજવાદની આધારશીલા સગોત્ર લગ્ન છે. સગોત્ર લગ્નની મનાઈ દહેજમાં વધારો કરે છે અને પારિવારિક સુખ-શાંતિને નષ્ટ કરી નાખે છે. પુત્રીનો જન્મ થતાં જ તેના માતા-પિતાને ચિંતા ઘેરી લે છે કે તેના લગ્ન ક્યાં કરીશું, તેના માટે પુત્રીના પિતાના પગરખાના તળિયા પણ ઘસાઈ જાય છે; જ્યારે કે ગોત્રમાં યોગ્ય (અને અગાઉથી પરિચિત) છોકરો હોય છે. અપરિચિતોમાં લગ્નનું ક્યારેક ભયંકર પરિણામ આવતું હોય છે. પૂર્ણ અવતાર કૃષ્ણજીને સગોત્ર લગ્ન માન્ય હતું. કુન્તી કૃષ્ણજી અને સુભદ્રાની ફઈ હતા.અર્જુન કુન્તીના પુત્ર હતા. આ રીતે અર્જુન સુભદ્રાના પિતરાઈ (મામાના દીકરા ભાઈ) હતા. પરંતુ તેમના લગ્ન કૃષ્ણજીના ભત્રીજી અર્થાત્ બલરામના પુત્રી શશીકલાથી થયા હતા. કૃષ્ણજીનો લગાવ રાધા સાથે હતો, જેઓ સંબંધમાં તેમની મામી હતા. પૃથ્વીરાજ અને જયચંદ ઐતિહાસિક પુરુષો છે. બંને સગા માસી-માસીના ભાઈ હતા. પૃથ્વીરાજનો જયચંદની પુત્રી સંયોગિતાથી પ્રેમ થઈ ગયો, તો આ પ્રેમ મનોવિજ્ઞાનના પ્રતિકૂળ નહોતો. જો બંનેના લગ્ન થઈ ગયા હોત, તો પૃથ્વીરાજ અને જયચંદ બંનેનો સર્વનાશ અને પરિણામે હિંદુ રાજ્યનો નાશ ન થયો હોત. આ તથ્યોના પ્રકાશમાં સગોત્ર લગ્ન (Cognate marriage)ની મનાઈ પર હિંદુઓએ ગર્વ લેવો ઉચિત નથી, (અને ઇસ્લામી સમાજમાં

સગોત્ર લગ્નની જોગવાઈ પર આક્ષેપ મૂકવો સર્વથા અનુચિત અને અતાર્કિક છે.)

## ઈસ્લામ અને ગુલામી પ્રથા :

જે એવું વિચારે છે કે ઈસ્લામ ગુલામી (Slavery)ને કાયમ રાખવાનો દોષી છે, અથવા ઈસ્લામ ગુલામી-પ્રથાનો સમર્થક છે, તો તે ખરેખર ભ્રમમાં છે. ઈસ્લામ જ એક માત્ર એવો ધર્મ છે, જે મનુષ્યને મન, વચન અને કર્મથી સમતાવાદી બનાવવામાં સક્ષમ છે.[૧] ગુલામી-પ્રથાના સંબંધે ઈસ્લામ અને તેના પયગંબરે મનોવૈજ્ઞાનિક ઉપચાર પર આધાર રાખ્યો. ઈસ્લામ જ એવો ધર્મ છે, જે હૃદય-પરિવર્તન અને મનની શુદ્ધિ

---

૧. ગુલામી-પ્રથાનો પ્રસંગ એવો જ છે, જેમ કે ચાર પત્નીઓનો. આરબ પ્રદેશમાં અજ્ઞાતકાળથી ગુલામીની પ્રથા પ્રચલિત હતી. બે-ચાર ગુલામો તો સામાન્ય પરિવારમાં પણ રહેતા હતા, ધનવાન પરિવારોમાં તે વધારે હતા. ગુલામો આરબોના ગૃહસ્થ જીવનનું અંગ બની ગયા હતા. તેઓ પોતાના માલિકોના ખેતરો અને બગીચાઓમાં કામ તથા રખેવાળી કરતા હતા, ઊંટ, ઘેટાં-બકરાં ચરાવતા હતા અને લોંડીઓ (સેવિકાઓ) ઘરના કામકાજ કરતી હતી. તેમનું રહેવું-સહેવું અને ભરણ-પોષણ બધું જ તેમના માલિકો પર નિર્ભર હતું. જો ઈસ્લામ ગુલામોની સ્વતંત્રતાનો નિયમ બનાવી દેતો તો તેનું પરિણામ શું આવતું ? એક તરફ ગુલામો બેઘર અને બેરોજગાર બની જતા અને બીજી તરફ આરબોની જીવન-વ્યવસ્થા છિન્ન-ભિન્ન થઈ જતી.

આ હતી પરિસ્થિતિ, જેમાં ઈસ્લામે ગુલામી-પ્રથાને એકદમ સમાપ્ત કરી દેવાને વ્યવહારિક રૂપે સંભવ અને સૈદ્ધાંતિક રીતે ઉચિત ન સમજ્યું, પરંતુ તેણે ગુલામોને સ્વતંત્ર કરવા તરફ લોકોને પ્રેરિત કર્યા અને તેને પુણ્યના કાર્યોમાં સામેલ કર્યું. જો કોઈ ગુલામ રાખતો, તો તે અંગે એવા નિયમો બનાવ્યા કે ગુલામ પોતાના માલિકોના ઘરવાળાઓ સમાન બની ગયા.

પયગંબર મુહમ્મદ (સલ્લ.)એ ગુલામો અંગે તેમનાં માલિકોને આદેશ આપ્યો કે—

"તમારા ગુલામો તમારા ભાઈ છે. તેથી તમારામાંથી જેના આધીન તેનો કોઈ ભાઈ હોય (નોંધનીય છે કે 'ગુલામ' નથી કહ્યું, બલ્કે 'ભાઈ' કહ્યું છે), તેણે તેને પણ એ જ ખવડાવવું અને પહેરાવવું જોઈએ, જે તે સ્વયં ખાય અને પહેરે છે, અને તેને કોઈ એવું કામ કરવાનું ન કહે, જે કરવાની તેની શક્તિ ન હોય, જો કોઈ આવું કામ કરવાનું કહે તો તેમાં તે પોતે તેની સહાયતા કરે."

આની સાથે ગુલામોની સ્વતંત્રતાના અનેક માર્ગો ખોલી દીધા, જેમ કે—

૧) ગુલામોને સ્વતંત્ર કરાવવું પુણ્યનું કાર્ય ઠરેવી દીધું, તેથી લોકો સ્વયં પોતાનાં ગુલામોને પણ, અને પુણ્યના હેતુથી બીજાઓથી ગુલામોને આઝાદ કરવા લાગ્યા.

૨) કોઈ વ્યક્તિ રમઝાન માસના રોઝા (વ્રત) રાખીને તેને અકારણ તોડી નાખે, તો તેના પ્રાયશ્ચિતની અન્ય વિધિઓમાંથી એક વિધિ એક ગુલામ આઝાદ કરવો પણ હતી.

૩) જો કોઈ વ્યક્તિ કોઈ વાત પર સોગંદ ખાઈને તેને તોડી નાખતો, તો તેના પ્રાયશ્ચિતની વિધિઓમાંથી એક વિધિ એક ગુલામને સ્વતંત્ર કરવાની છે.

૪) આરબો પત્ની પર ક્રોધિત થઈને ક્યારેક કહી દેતા હતા કે તુ મારી માતા-તુલ્ય છે, અર્થાત્ હવે તારાથી શારીરિક સંબંધ નહીં રાખું. આના પછી તે સંબંધ સ્થાપિત કરવા ઈચ્છે, તો તેના પ્રાયશ્ચિતની રીત પણ એક ગુલામ આઝાદ કરવાની હતી.

૫) દાસીની સાથે વ્યભિચારની સંભાવના અવશ્ય હોય છે. તેના ખૂબ મોટા નૈતિક અને સામાજિક પરિણામો આવતા હોય છે. આવા કુપરિણામોના પૂર્વ-નિવારણ માટે ઈસ્લામે દાસીને એક સીમા સુધી માલિકની પત્ની સમાન કરી દીધી અને તેનાથી જન્મતા બાળકને દાસ કે દાસી ના બદલે 'સ્વતંત્ર' ઘોષિત કરી દીધું.

**(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)**

(Brain washing)ના ઉપાયોથી કુરીતિનું ઉન્મૂલન કરી દે છે. એક દિવસમાં ૭૦ વખત એક ગુલામને માફ કરવાનો નિર્દેશ કરીને અને એ ઘોષિત કરીને કે ગુલામને 'મારો ગુલામ' ન કહીને 'મારો દીકરો અને મારી દીકરી' કહેવામાં આવે અને એ આજ્ઞા કરીને કે ગુલામોથી વધુ પડતી મહેનતવાળું કામ ન લેવામાં આવે અને તેમની કઠિન કામમાં મદદ કરવામાં આવે અને એ સર્વોપરી આદેશ આપીને કે 'તમે સૌ લોકો ઈશ્વરના ગુલામો છો' - ઈસ્લામ અને મુહમ્મદ સાહેબે ગુલામી-પ્રથાના વૃક્ષને ઉપરથી કાપવાને બદલે તેનું મૂળ જ ઉખેડી નાખ્યું, તેમણે કેવળ ગુલામોની મુશ્કેલીઓને જ દૂર ન કરી, બલ્કે તેમનો દરજ્જો પણ ઉચ્ચ કરી દેવામાં આવ્યો. ઈસ્લામના સમતાના સંદર્ભમાં ચમત્કારિક પ્રભાવ અંગે ઈતિહાસ સાક્ષી છે. ભારતમાં ગુલામ વંશનું શાસન તેનું એક જ્વલંત ઉદાહરણ છે. ગુલામો શક્તિના જોરે શાસક નહોતા બન્યા, બલ્કે યોગ્યતાના આધારે સમ્રાટના પદ પર પ્રતિષ્ઠિત થયા.[1] મુસ્લિમ સમ્રાટોએ યોગ્ય ગુલામોને પુત્ર જેવો સ્નેહ આપ્યો. આનાથી વિપરીત, પ્રશાસનીય કાનૂનો બની ગયા પછી ગોરા ખ્રિસ્તીઓનો કાળા ખ્રિસતીઓ પર અત્યાચાર અને સવર્ણ હિંદુઓના કરોડો હરિજનો પ્રત્યે દુર્વ્યવહાર હજુ પણ યથાવત છે.[2] આ (તથાકથિત) ગુલામી-પ્રથાથી ક્યાંય વધારે છે, (જેનો આરોપ ઈસ્લામ પર મૂકવામાં આવતો રહ્યો છે.)

---

(પાછળની ફૂટનોંધનું શેષ...)

ભારતમાં દાસ-પ્રથાને ધાર્મિક માન્યતા પ્રાપ્ત હતી. દાસ જન્મજાત દાસ હતો, તેથી તે ક્યારેય અને કોઈપણ સ્થિતિમાં પણ દાસતાથી મુક્ત થઈ શકતો નહોતો. જૂઓ મનુસ્મૃતિનું પ્રમાણ – ''શુદ્ર ચાહે ખરીદેલો હોય કે ન હોય, તેનાથી નોકરનું કામ લો, કેમ કે બ્રહ્માએ બ્રાહ્મણની સેવા માટે જ તેને બનાવ્યો છે.''

''સ્વામી ચાહે તેને છોડી પણ દે, પરંતુ શુદ્ર સેવાવૃત્તિથી કદી છૂટકારો નથી પામી શકતો, કારણ કે તેની એ સ્વાભાવિક વૃત્તિ છે, તેનાથી તેને કોઈ અલગ કરી શકતું નથી.'' (મનુસ્મૃતિ, ૮/૪૧૩-૪૧૪)

''યુદ્ધમાં હરાવીને લાવવામાં આવ્યો હોય, ભોજનની લાલચથી સ્વયં આવ્યો હોય, દાસીઓના ગર્ભથી જન્મ્યો હોય, ખરીદેલો હોય, કોઈએ આપ્યો હોય, બાપ-દાદાના સમયથી (ઘરનું) કામ કરતો આવ્યો હોય, જે દંડ, ઋણ વગેરે ચૂકવવા માટે દાસ થયો હોય, આ સાતેય દાસ-યોનિ છે.'' (મનુસ્મૃતિ, ૮/૪૧૫)

''કામ આવી પડતાં અસંબંધિત શુદ્રનું ધન બ્રાહ્મણ બેરોકટોક લઈ શકે છે, કેમ કે તેનું પોતાનું ધન કંઈ જ નથી. બધું જ ધન તેના સ્વામી (અર્થાત્ બ્રાહ્મણ)નું છે.'' (મનુસ્મૃતિ, ૮/૪૧૭)

આ હતી ભારતમાં દાસ-પ્રથાની અવસ્થા. આરબોમાં દાસોની જાતિ નહોતી, ન કોઈ વર્ગ હતો, દાસ (ગુલામો) મુક્ત પણ રહેતા હતા. ભારતમાં દાસ-પ્રથા ધાર્મિક હતી. આરબોમાં ઈસ્લામ આવ્યો તો દાસ (ગુલામો)ની મુક્તિ, ધર્મનું એક પુણ્યનું કાર્ય અને પવિત્ર ભાગ બની ગયો. ભારતમાં મુસ્લિમ સંતો આવ્યા તો તેમણે લાખો શુદ્રોને ઉપર ઉઠાવ્યા, ગળે લગાવ્યા, ભારતના કરોડો મુસલમાનો એ જ શુદ્રોના સંતાનો છે. આરબ અને ભારતના દાસોના સંતાનો મુસલમાનોના ધાર્મિક નેતાઓ બની ગયા, પરંતુ હિંદુઓનો ઉચ્ચ વર્ગ આજે પણ શુદ્રોના અધિકારો વિરુદ્ધ સંઘર્ષ કરી રહ્યો છે.

૧. આ ગુલામો કેવળ રાજનૈતિક યોગ્યતાના જોરે શાસક અને સમ્રાટ જ ન બન્યા, બલ્કે બુદ્ધિજીવી, વિદ્વાન અને ધર્માચાર્ય પણ બન્યા. (પ્રકાશક)

૨. બલ્કે વર્તમાન ભારતમાં હરિજનોની સાથે દુર્વ્યવહાર, પ્રતિરોધાત્મક સંઘર્ષ અને નર-સંહાર વધતા જ જઈ રહ્યા છે.

## શબને બાળવું ઉચિત છે કે દફન કરવું ?

મુસલમાનોના શબને દફન કરવું અવૈજ્ઞાનિક કહેવામાં આવે છે, પરંતુ શબને બાળવાથી દફનાવવું વધારે વૈજ્ઞાનિક અને બુદ્ધિસંગત છે. ખ્રિસ્તીઓ, મુસલમાનો અને યહૂદીઓ દફન-પદ્ધતિ અપનાવે છે અને હિંદુઓ, બૌદ્ધો અને શિખો પોતાના મૃતકને બાળે છે. સમગ્ર જગતની આબાદીના બહુમતી લોકોએ પોતાનાં મૃતકો માટે દફન-પદ્ધતિ (Burial) અપનાવી છે. વૈજ્ઞાનિક રીતે પ્રમુખ અને પ્રભુત્વવાળા યુરોપ અને અમેરિકામાં જ્યારે દફન-પદ્ધતિ પ્રચલિત છે, તો એ કહેવું ક્યાં સુધી ઉચિત છે કે આ પદ્ધતિ (Cremation)થી વાયુ અને જળ-પ્રદૂષણ થાય છે. શબના બાળ્યા પછી બચી ગયેલા અંગોને જળમાં ફેંકી દેવાથી જળ-પ્રદૂષણ થાય છે. મોટાભાગે શબ અર્ધ-બળેલું જ રહે છે. આ મોઘવારીના જમાનામાં હિંદુ પદ્ધતિ મુજબ શબદહન અસંભવ છે. ઘી, ચંદન, અગર અને અન્ય સુગંધિત પદાર્થોનો ઉપયોગ હવે દહન-ક્રિયામાં સંભવ નથી. ડૉક્ટરોનાં અહેવાલો છે કે ગંગા અને યમુનાનું પાણી પ્રદૂષિત થઈ ગયું છે. જો દફન અવૈજ્ઞાનિક છે, તો હિંદુ સંન્યાસીઓ માટે સમાધિ પ્રથા કેમ અવૈજ્ઞાનિક નથી ? સમાધિ અને દફન એક જ છે. હિંદુઓની દહન-પદ્ધતિ ખૂબ વ્યયશીલ છે. દફન-પદ્ધતિ સરળ, ઓછા ખર્ચવાળી, સર્વદેશી અને સર્વગ્રાહ્ય છે. આ પદ્ધતિ ઉત્તરી ધ્રુવ સુધીના લોકો માટે સરળ પદ્ધતિ છે. શીત પ્રદેશના લોકો કેવી રીતે હિંદુ પદ્ધતિથી પોતાના મૃતકોને બાળી શકે છે ? ઈતિહાસ અનુસાર શબને દાટી દેવું જ મૂળ પદ્ધતિ છે.[૧]

## પુનર્જન્મ સિદ્ધાંત :

પુનર્જન્મ સિદ્ધાંતને સર્વમાન્ય સિદ્ધાંતના રૂપમાં માનવામાં આવી રહ્યો છે. હિંદુઓના ઈશ્વરકૃત વેદોમાં મૂળભૂત રીતે પુનર્જન્મનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. આ પાછળથી ઉદ્‌ભવેલ કલ્પના છે. હિંદુઓના ઘરમાં દરેક વાદ પર વિવાદ છે. પુનર્જન્મની સાથે પણ વિરોધાભાસ છે. હિંદુઓના ધાર્મિક ગ્રંથોમાં અને સામાન્ય ધાર્મિક વિશ્વાસોમાં તથા વિશેષતઃ ગરૂડ-પુરાણમાં સ્વર્ગ-નર્કની માન્યતા છે. મરવાવાળા માટે અનિવાર્યપણે સ્વર્ગવાસી શબ્દનો પ્રયોગ હિંદુઓમાં કરવામાં આવે છે. ગીતામાં જ્યાં મૃત્યુને પુરાણા વસ્ત્રોનો ત્યાગ અને તે પછી નવા વસ્ત્રોના રૂપમાં અન્ય જીવન ધારણ કરવાનું બતાવીને અર્જુનને આ શરીરની નવરચનાનું જ્ઞાન આપવામાં આવ્યું છે, ત્યાં આ જ ગીતામાં અર્જુનને પ્રભાવી રીતે ઉદ્‌બોધન હેતુ કહેવામાં આવ્યું છે કે જો મૃત્યુ પામશો તો સ્વર્ગમાં

---

૧. ઈસ્લામી દફન-પદ્ધતિમાં શબને નવડાવી-ધોવડાવીને, કફન પહેરાવીને, સુગંધ લગાવીને સન્માનપૂર્વક ચોપાયા ખાટલા પર સૂવડાવીને કબ્રસ્તાન લઈ જવામાં આવે છે અને સન્માનપૂર્વક દફન કરવામાં આવે છે. મૃત નારી-દેહના પણ અંગોની લોકોની નજરોથી પૂર્ણ રક્ષા કરવામાં આવે છે. મૃત નારી-શરીરનો સ્પર્શ પણ પતિ, ભાઈ, પિતા, કે પુત્ર સિવાય અન્ય દરેક માટે અવૈધ છે.

જશો અને જીતશો તો રાજ્ય ભોગવશો. આનાથી એ સિદ્ધ થાય છે કે પુનર્જન્મ અને આવાગમનના સિદ્ધાંત છતાં હિંદુઓની સાથે ધાર્મિક અને નૈતિક રૂપે સ્વર્ગ-નર્કનો વિશ્વાસ પણ સામાન્ય રીતે જોડાયેલો રહ્યો છે. ગીતાની ઉપરોક્ત ઉક્તિથી એ પણ સિદ્ધ થાય છે કે નૈતિકતા માટે પ્રેરણા સ્વર્ગ-નર્કના વિશ્વાસથી જ સંભવ છે. છેવટે ગીતાનો ઉદ્દેશ્ય અર્જુનને નિમિત્ત માત્ર બનાવીને મનુષ્યને નૈતિક કાર્ય માટે પ્રેરિત કરવાનો જ હતો અને તેના માટે કૃષ્ણજીએ 'સ્વર્ગ'ની ઉપલબ્ધિને જ માત્ર ઉપાય સમજ્યો. આનાથી એ પણ સિદ્ધ થાય છે કે પુનર્જન્મ હિંદુ દર્શનનો એક દાર્શનિક સિદ્ધાંત ભલે હોય, પરંતુ ધાર્મિક માન્યતા સ્વર્ગ-નર્કની છે. પુનર્જન્મનો સિદ્ધાંત તર્કશાસ્ત્રથી પણ વિપરીત છે. કહેવામાં આવે છે કે આ કળિયુગ છે અને પાપ વધતું જઈ રહ્યું છે. સત્યુગમાં પાપ ઓછા થતા હતા. તેની સાથે એ પણ કહેવામાં આવે છે કે પુણ્યથી જ મનુષ્ય-યોનિ પ્રાપ્ત થાય છે અને પાપથી પશુ-યોનિ. જો આવું છે તો આજકાલ જ્યારે કળિયુગ છે અને પાપ ચરમસીમા સુધી વધી રહ્યા છે, નિત્ય મનુષ્યોની વસ્તી કેવી રીતે વધી રહી છે ? જ્યારે પાપીઓ આ જ જન્મમાં કરેલાં પાપોનો અહેસાસ નથી કરતો, પૂર્વજન્મનો તેને કેવી રીતે અહેસાસ કરાવી શકાય છે ? કદાપિ નહીં. તો પછી આ સ્થિતિમાં પુનર્જન્મનો સિદ્ધાંત વ્યર્થ અને અનુપયોગી છે. આ નૈતિક-શાસ્ત્રના પણ વિરુદ્ધ છે. માની લો કે કોઈનો નવયુવાન પુત્ર મૃત્યુ પામે અને આપણે ત્યાં શોક-સાંત્વના આપવા માટે જવું પડે, તો શું આપણે દુઃખી પિતાને એમ કહીએ કે પુનર્જન્મમાં તમે કોઈના પુત્રની હત્યા કરી હતી. દુઃખમાં સ્વયંને અને બીજાઓને સાંત્વના એ જ કથન અને વિશ્વાસમાં છુપાયેલ છે કે ધીરજ રાખો.

## જિઝ્યા અંગે અભિપ્રાય :

જિઝ્યા વિશે પણ બિનમુસ્લિમોનો મોટો ભ્રમ છે. (વાસ્તવમાં) આ બિનમુસ્લિમો ઉપર નામ માત્રનો રક્ષાકર હતો, કેમ કે ઇસ્લામી રાજ્યમાં બિનમુસ્લિમો પર આત્મરક્ષાની કોઈ જવાબદારી નહોતી. તેમની રક્ષાની જવાબદારી મુસલમાનો પર હતી. જિઝ્યા તો એ તથ્યનું પ્રમાણ છે કે ઇસ્લામમાં બળપૂર્વકનું ધર્મ-પરિવર્તન કોઈપણ સ્થિતિમાં માન્ય નથી, કેમ કે જિઝ્યા આપ્યા પછી તો બિનમુસ્લિમો પૂર્ણ ધાર્મિક સ્વતંત્રતાના અધિકારી બની જતા હતા. ઇતિહાસ સાક્ષી છે કે બ્રાહ્મણો, જે હિંદુઓના સર્વેસર્વા છે, જિઝ્યાથી મુક્ત હતા. અકબર, જહાંગીર અને શાહજહાંના શાસનકાળમાં જિઝ્યા પૂર્ણતઃ ઉઠાવી લેવામાં આવ્યો હતો.[1]

---

૧. હવે જિઝ્યા કોઈપણ મુસ્લિમ રાષ્ટ્રમાં પણ નથી. પરંતુ જિઝ્યાને લઈને ભ્રષ્ટ પ્રચાર થઈ રહ્યો છે અને રાજેન્દ્રજીને ચોખવટ કરવી પડી રહી છે. અનેક મુસ્લિમ દેશોમાં ખ્રિસ્તીઓ અને હિંદુઓ છે, પણ કોઈ દેશમાં પણ તેમના પાસેથી જિઝ્યા લેવામાં આવતો નથી. બંગ્લા દેશમાં પણ હિંદુઓ છે અને પાકિસ્તાનમાં પણ,

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)

## યુરોપ અને ભારતમાં ઈસ્લામના પ્રવેશનું ફળ :

યુરોપ અને ભારતમાં ઈસ્લામના પ્રવેશનું એક મુખ્ય કારણ પણ છે અને તે છે માનવીય આવશ્યકતા તથા ઈશ્વરીય પ્રેરણા. જ્યાં સુધી યુરોપમાં ઈસ્લામના પ્રવેશ તથા ખ્રિસ્તીઓ અને મુસલમાનો વચ્ચે યુદ્ધનો પ્રશ્ન છે, ખ્રિસ્તીઓ તેને ધર્મયુદ્ધ (Crusade) કહે છે, અને મુસલમાનો જિહાદ. આ યુદ્ધનું સ્વરૂપ ગમે તે હોય, બિનમુસ્લિમ ઈતિહાસકારો એ તથ્યનો સ્વીકાર કરે છે કે યુરોપને બર્બરથી સભ્ય બનાવવામાં ઈસ્લામનું મોટું યોગદાન છે. મુસલમાનોએ યૂનાની સાહિત્ય, દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન અને ગણિતની સુરક્ષા તથા પ્રગતિમાં પણ મોટો ફાળો આપ્યો છે અને તેના દ્વારા તેમણે યુરોપને ઝળહળતું કરી દીધું તથા તેમજ ઉચ્ચ પ્રકારના હુન્નર અને શિલ્પ-કળાનો પ્રવેશ પણ તેમના દ્વારા જ થયો. મુસલમાનોએ ત્યાં ખૂબ ઉદારતાનું પ્રદર્શન કર્યું. (આ તથ્યનો યુરોપના અનેક ખ્રિસ્તી વિદ્વાનો, ઈતિહાસકારો અને સમાજશાસ્ત્રીઓ પણ સ્વીકાર કરે છે.)

મુસલમાનોના સંપર્કથી યુરોપને આ લાભ થયો, પરંતુ મુસલમાનોનો સંપર્ક તૂટી ગયા પછી યુરોપ ભૌતિક ઉન્નતિના શિખર પર તો પહોંચી ગયું, પરંતુ નૈતિક શિખરથી નીચે આવી ગયું, જેનું પરિણામ (નૈતિક મૂલ્યોના અત્યંત પતનના રૂપમાં) આજે આપણા સામે છે. સમસ્ત યુરોપ અને અમેરિકા મદિરા-સેવન, વ્યભિચાર, જુગાર, ચોરી અને લૂંટફાટ તેમજ હત્યા વગેરેમાં ગ્રસ્ત છે.

યુરોપમાં બર્બરતાની જગ્યાએ સભ્યતા અને માનવતાની આવશ્યકતા હતી અને તેના માટે ઈશ્વરની પ્રેરણાથી ત્યાં ઈસ્લામનો પ્રવેશ થયો, જેણે ત્યાં નૈતિકતા અને સમાનતાનો પ્રકાશ ફેલાવ્યો અને ખ્રિસ્તી ધર્મના ઘૃણાસ્પદ કૃત્યોને દૂર કરવા માટે માર્ટિન

(પાછળની ફૂટનોંધનું શેષ...)

આ દેશોમાં જિઝ્યા લેવામાં આવતો નથી. અમે હિંદુ ભાઈઓને અવગત કરાવીએ છીએ કે બંગ્લા દેશ અને પાકિસ્તાનના હિંદુઓમાં જિઝ્યા એટલા માટે નથી લેવામાં આવતો નથી કે એ દેશોને સ્વયં ઈસ્લામી શરીઅત અનુસાર બિનમુસ્લિમોથી જિઝ્યા લેવાનો કોઈ અધિકાર નથી.

જો પાકિસ્તાનનું સંવિધાન શુદ્ધ ઈસ્લામી થઈ જાય તો હિંદુઓના અધિકારો હજુ વધારે સુરક્ષિત થઈ જશે. રાજ્યને તેમના ધર્મ, ધાર્મિક રીત-રિવાજ, ભાષા, સંસ્કૃતિ અને સભ્યતા કોઈ વસ્તુમાં હસ્તક્ષેપનો અધિકાર નહીં હોય. તેઓ પાકિસ્તાનના એવા જ નાગરિકો હશે, જેવા મુસલમાનો છે.

ઈસ્લામી રાજ્યની પ્રજા ત્રણ પ્રકારની હોય છે – (૧) જે લડતા-લડતાં પરાજિત થઈ ગઈ હોય અને ઈસ્લામનો સ્વીકાર ન કરીને પોતાના જ ધર્મ પર રહેવા માગે, તેના પર જિઝ્યા છે. (૨) જે યુદ્ધ દ્વારા પરાજિત થતાં અગાઉ સંધિ કરી લે. સંધિ કોઈપણ શરતો પર થઈ શકે છે. જો જિઝ્યા પર સંધિ ન હોય, અન્ય શરતો પર હોય, તો એ શરતો વિરુદ્ધ જિઝ્યા લઈ શકાતો નથી. (૩) ઈસ્લામી રાજ્યના એ બિનમુસ્લિમ નાગરિકો, જેઓ ન યુદ્ધમાં પરાજિત થઈને પ્રજા બન્યા હોય, ન સંધિ દ્વારા, તેમના પાસેથી પણ જિઝ્યા લઈ શકાતો નથી.

લ્યૂથર વગેરે ધાર્મિક સુધારકોને પ્રેરણા આપી. એ જ પ્રમાણે ભારતમાં ઇસ્લામનું આગમન માનવતાની આવશ્યકતા અને ઈશ્વરીય પ્રેરણાની પૂર્તિ માટે થયું.

ભારતમાં તો સર્વોચ્ચ સભ્યતાનો વિકાસ થઈ ચૂક્યો હતો, પરંતુ સભ્યતાની પરાકાષ્ઠા જ બધું નથી. અનૈતિકતા, રાજનૈતિક વિવાદ, નીચી જાતિઓ પ્રત્યે ઘૃણા ચરમસીમાએ પહોંચી ગઈ હતી. ધર્મમાં ભ્રષ્ટાચાર વ્યાપ્ત હતો. બૌદ્ધધર્મીઓના મઠો દુરાચાર, વ્યભિચાર અને જાદૂટોણાનું કેન્દ્ર બની ગયા હતા. આ જ હાલત હિંદુ ધર્મની હતી. તેઓ પોતાના પ્રાચીન ધર્મનાં આદર્શોથી વિમુખ બની ગયા હતા. તેમનાં હૃદય સંકુચિત અને મગજ સંકીર્ણ બની ગયા હતા. ગીતાના શબ્દોમાં ધર્મની ગ્લાનિ થઈ રહી હતી. આવી દશાને ઈશ્વર સહન કરી શકતો નહોતો.

ભારતમાં ઈ. ૭૧૨ માં ઇસ્લામનું આગમન આ વાસ્તવિક પ્રાકૃતિક કારણથી તથા અન્ય રાજનૈતિક કારણોથી સિંધમાં થયું, જે નિમિત્ત માત્ર હતું. સરળતા અને કઠિનાઈથી મુસલમાનોએ સિંધને જીતી લીધું અને તેમણે સિંધમાં પોતાનું શાસન સ્થાપિત કરી લીધું. પરંતુ તેઓ શીઘ્ર હિંદુઓ પ્રત્યે અત્યંત ઉદાર થઈ ગયા અને છેવટે સત્તા પણ તેમને સોંપી દીધી. આ એક રીતે મુસલમાનોની હિંદુઓને મૈત્રીપૂર્ણ ચેતવણી હતી કે તેઓ હજુ પણ પોતાને સુધારી લે, પરંતુ હિંદુઓએ પોતાની સુધારણા તરફ ધ્યાન જ ન આપ્યું અને તેઓ એ જ ગતિથી પોતાના વિનાશ તરફ દોડતા રહ્યા. ત્રણસો વર્ષ સુધી ઈશ્વરે તેમને તક આપી, પરંતુ તેઓ સુધર્યા નહીં. ઈશ્વરના નામે અસંખ્ય ધનસંપત્તિ મંદિરોમાં જમા થઈ ગઈ અને તેના નામે ધર્મનાં ઠેકેદારો દ્વારા મંદિરોમાં દેવદાસીઓના નાચગાન (અને યૌનશોષણ) ધાર્મિક ક્રિયાક્રમો અને અનુષ્ઠાનોના નામે માન્ય બની ગયું હતું. પરિણામસ્વરૂપ, (આ કુંઠિત સમાજ અને પ્રણાલી પર) ઈશ્વરના પ્રકોપ (અને ચેતવણી)ના રૂપમાં ભારતમાં મહમૂદ ગઝનવીનો પ્રવેશ થયો. તે સત્તર વખત ભારત આવ્યો અને ઘોર નિદ્રામાં પડેલાં હિંદુઓને ઝંઝોડીને ચાલ્યો ગયો કે કદાચ હજુ પણ હિંદુઓ જાગી જાય, પણ તેઓ જાગ્યા નહીં. ઈશ્વરે તેમને દોઢસો વર્ષનો વધારે અવસર પ્રદાન કર્યો, તો પણ હિંદુઓએ પોતાને ન સુધાર્યા, તે પછી ઈશ્વરની પ્રેરણાથી મુહમ્મદ ઘોરીએ તેમની સત્તા સમાપ્ત કરી દીધી.[૧]

કેટલીય સદીઓ સુધી ભારત પર મુસલમાનોનું આધિપત્ય રહ્યું અને આજે

૧. ઐતિહાસિક પ્રમાણોથી ખબર પડે છે કે ઈશ્વર પોતાની ધરતી પર અત્યાચાર, કુકર્મ, શોષણ અને વ્યભિચારને ખૂબ લાંબા સમય સુધી ચાલવા નથી દેતો. સુધારણાની તક, સમય અને ઢીલ અવશ્ય આપે છે, જેમાં કેટલીક સદીઓ વિતી જાય છે, પરંતુ ત્યારબાદ તે અવજ્ઞાકારી અને નિષ્ઠુર જાતિને પરાસ્ત કરીને, કોઈ ઉચ્ચતર અને સક્ષમ માનવ-સમૂહની સત્તા તેના ઉપર સ્થાપિત કરી દે છે. આ ઈશ્વરીય નિયમને 'Check and Balance'નો નિયમ પણ કહે છે. આમ, બાહ્ય આક્રમણોને આ પરિપ્રેક્ષ્યમાં પણ જોવાં જોઈએ, ન કે માત્ર રાજનૈતિક અને ભૌતિક પરિપ્રેક્ષ્યમાં. (પ્રકાશક)

તેઓ ભારતને પોતાનો દેશ માની અહીં રહી રહ્યા છે. તેઓ ભારતમાં જન્મે છે, જીવે છે અને મૃત્યુ પામે છે, જગત પણ તેમને ભારતીય જ માને છે.

મુસલમાનોનું અસ્તિત્વ ભારત માટે પણ વરદાન જ સિદ્ધ થયું. ઉત્તર અને દક્ષિણ ભારતની એકતાનું શ્રેય મુસ્લિમ સામ્રાજ્ય, અને કેવળ મુસ્લિમ સામ્રાજ્યને જાય છે. મુસલમાનોનો સમતાવાદ પણ હિંદુઓને પ્રભાવિત કર્યા વિના ન રહ્યો. મોટાભાગના હિંદુ સુધારકો, જેવાં કે - રામાનુજ, રામાનંદ, નાનક, ચૈતન્ય વગેરે મુસ્લિમ-ભારતની જ દેણ છે. ભક્તિ આંદોલન, જેણે કટ્ટરતાને ઘણી રીતે નિયંત્રિત કરી, શિખ ધર્મ અને આર્ય-સમાજ, જેઓ એકેશ્વરવાદી અને સમતાવાદી છે, ઈસ્લામના જ પ્રભાવનું પરિણામ છે. સમાનતા અને સામાજિક સુધારણા સંદર્ભે સરકારી કાનૂન, જેમ કે - અનિવાર્ય સંજોગોમાં તલાક તથા પત્ની અને પુત્રીને સંપત્તિ અધિકાર વગેરે ઈસ્લામ પ્રેરિત જ છે.

## બહુપત્નીત્વ :

બહુપત્નીત્વને લઈને પયગંબર સાહેબ અને ઈસ્લામ પર આક્ષેપ કરવામાં આવે છે, જે સર્વથા અનુચિત છે. તેનું પ્રમાણ મુહમ્મદ (સલ્લ.)થી અગાઉના પયગંબરોમાં પણ મળે છે, પરંતુ અમે તેનો ઉલ્લેખ નહીં કરીએ, બલ્કે હિંદુઓના જ મહાપુરુષોનાં ઉદાહરણો પ્રસ્તુત કરીશું.

કૃષ્ણજી, જેમને હિંદુ ધર્મના અવતારોમાં પૂર્ણ અવતાર માનવામાં આવે છે, તેમની આઠ પટરાણીઓ અને સોળસો રાણીઓ હતી. તે ઉપરાંત, અનેક ગોપીઓ તથા રાધાથી પણ તેમના ગાઢ સંબંધનું વર્ણન જોવા મળે છે. તેમ છતાં તેમને યોગીરાજ માનવામાં આવે છે અને આ બહુપત્નીત્વની આધ્યાત્મિક વ્યાખ્યા પણ કરવામાં આવે છે. તેમનું જીવન જળમાં કમળ જેવું નિર્લેપ માનવામાં આવે છે. અર્થાત્ પ્રત્યક્ષ બહુપત્નીવાળા હોવા છતાં તેઓ તેમનાથી વિરક્ત હતા. રામજી તો એક પત્નીધારી હતા, પરંતુ તેમના પિતા દશરથ બહુપત્નીવાદી હતા. મહાભારતના નાયક અર્જુનના પિતાની પણ એકથી વધારે પત્નીઓ હતી.

જ્યાં સુધી ઈસ્લામના પયગંબર મુહમ્મદ સાહેબનો પ્રશ્ન છે, તેમણે ૨૫ વર્ષની વયે ૪૦ વર્ષની વિધવા (હઝરત) ખદીજા સાથે લગ્ન કર્યા અને ઢળતી ઉંમર (૫૦ વર્ષની વય) સુધી એક પત્નીધારી રહ્યા. આ સ્થિતિમાં જ્યારે ઇન્દ્રિય-સુખની ઇચ્છા ધીમે-ધીમે સમાપ્ત થઈ જાય છે, તેમનાં અન્ય લગ્નો એ તથ્યને સાબિત કરે છે કે કાં તો એ સ્ત્રીઓને સંરક્ષણની આવશ્યકતા હતી અથવા તેમના માધ્યમથી ઈસ્લામનો ઉદ્દેશ્ય સિદ્ધ કરવો હતો, ન કે ઈન્દ્રિય સુખ-ભોગ. આના અનેક પ્રમાણોમાંથી એક પ્રમાણ એ છે કે એક રાત્રે તેમના પત્ની આઈશા (રદિ.)ને સંશય થયો કે તેઓ તેમના ઓરડામાં નથી,

કદાચ કોઈ અન્ય પત્નીના ત્યાં ગયા છે; પરંતુ ઊભા થઈને જોયું તો ખબર પડી કે તેઓ જમીન પર માથું ટેકવીને ઈશ્વરની ઉપાસનામાં લીન છે.[1]

## જનસાધારણમાં બહુપત્નીત્વ :

ઈસ્લામે જનસાધારણને ચાર પત્નીઓ સુધીની જે છૂટ આપી છે, તેના પર આક્ષેપ કરનારાઓ તેની સચ્ચાઈથી માહિતગાર નથી. પહેલી વાત તો એ જાણી લેવી જોઈએ કે ચાર પત્ની કરવાની આજ્ઞા નથી, માત્ર પરવાનગી છે. બીજી વાત એ કે ચાર પત્નીઓની પરવાનગી કઈ સ્થિતિમાં કયા ઉદ્દેશ્યોથી આપવામાં આવી ? ઈસ્લામથી પહેલાં આરબો દસ-દસ પત્નીઓ કરી લેતા અને તેમની આવશ્કયતાઓ પૂરી નહોતા

૧. શ્રી રાજેન્દ્રજીએ મુહમ્મદ (સલ્લ.)ના બહુપત્નીત્વના ઔચિત્યને સાબિત કરી દીધું છે, પરંતુ મુહમ્મદ (સલ્લ.) વિશે આ વિશેષ બાબત છે, તેથી અમે ઇચ્છીએ છીએ કે આ બાબત વધુ સ્પષ્ટ થઈ જાય. જેમ કે રાજેન્દ્રજીએ બતાવ્યું છે કે સ્ત્રીઓનું સંરક્ષણ પણ કારણ હતું અને ઇસ્લામનો ઉદ્દેશ્ય પણ હતો. આનું થોડુંક વિવરણ નીચે દર્શાવેલ છે :

(i) મુહમ્મદ (સલ્લ.)નો દેશ અને સમાજ ધાર્મિક, નૈતિક અને રાજનૈતિક દૃષ્ટિએ એટલો પતનગ્રસ્ત હતો કે તેનું પૂર્ણ ક્રાંતિ દ્વારા આદર્શ દેશ અને સમાજ બનવું અત્યંત આવશ્યક તો હતું જ, પણ તે કઠિન હતું, અને આ એક મહાન કાર્ય હતું. જ્યારે સ્થિતિ એ હતી કે આખો દેશ મુહમ્મદ (સલ્લ.)નો વિરોધ કરી રહ્યો હતો. આ સ્થિતિમાં જરૂરત હતી કે જેઓ મિત્ર અને સહાયક હતા, તેમના સંબંધને વધારે દૃઢ અને મજબૂત બનાવવામાં આવે. જેઓ શત્રુ હતા, તેઓ મિત્ર ન બની શકે તો, જ્યાં સુધી સંભવ હોય, તેમની શત્રુતાને ઓછી કરવામાં આવે.

(ii) મુહમ્મદ (સલ્લ.)ની બે પત્નીઓ હઝરત આઇશા અને હઝરત હફસા અનુક્રમે આપના પરમ્ મિત્રો અને સાથીઓ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરની પુત્રીઓ હતી. હઝરત ઝૈનબ મુહમ્મદ (સલ્લ.)ના ફઈની પુત્રી હતી. આપે તેમના લગ્ન પોતાના દાસ હઝરત ઝૈદ સાથે કરાવી દીધા હતા. બંનેમાં નિર્વાહ ન થઈ શક્યો અને ઝૈદે તેમને તલાક આપી દીધા, ઝૈદ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાસ-પુત્ર અને દત્તક-પુત્ર હતા. આરબોમાં કુપ્રથા હતી કે દત્તક પુત્રને પારિવારિક અને સામાજિક સ્તરે કાનૂની રીતે સગા પુત્રનું સ્થાન પ્રાપ્ત હતું. તેની વિધવા કે તલાક પામેલ પત્નીથી સાવકો પિતા લગ્ન કરી શકતો નહોતો. ઇસ્લામે આ પ્રથાનું ખંડન કર્યું અને વ્યવહારિક રૂપે તેના ઉન્મૂલન માટે ઝૈનબથી પયગંબરના લગ્ન કરાવીને સ્વયં પયગંબરનો એક જીવંત નમૂનો તત્કાલીન સમાજ અને અપાર ભવિષ્ય માટે સ્થાપિત કરી દીધો. હઝરત રૈહાના, જુવૈરિયા અને સફીયા યહૂદી ધનવાનોની પુત્રીઓ હતી. યહૂદીઓ મુહમ્મદ (સલ્લ.)ના શત્રુ હતા, તેથી આ ત્રણેય મહિલાઓના સન્માનની રક્ષા માટે અને યહૂદીઓની શત્રુતાને ઓછી કરવા માટે મુહમ્મદ (સલ્લ.)નું તેમનાથી લગ્ન કરવું આવશ્યક હતું. હઝરત ઉમ્મે હબીબા મક્કાના પ્રમુખ સરદાર અને આપના મોટા શત્રુ અબૂ સુફિયાનની પુત્રી હતી. તેમના સાથે લગ્ન થઈ જવાથી અબૂ સુફિયાનની શત્રુતા મંદ પડી ગઈ. હઝરત ઉમ્મે સલમા મક્કાના સરદાર અને મુહમ્મદ (સલ્લ.)ના કટ્ટર શત્રુની પુત્રી હતી. આ લગ્નો પછી મોટાભાગના સંબંધિત કબીલાઓની ઇસ્લામ-દુશ્મની ખૂબ ઓછી થઈ ગઈ.

(iii) મુહમ્મદ (સલ્લ.) જે ધાર્મિક, નૈતિક અને સાંસ્કૃતિક ક્રાંતિ માટે ઈશ્વર તરફથી નિયુક્ત થયા હતા, તેના માટે કેવળ પુરુષોનું જ શિક્ષણ-પ્રશિક્ષણ પર્યાપ્ત નહોતું, સ્ત્રીઓ માટે પણ તેની આવશ્યકતા હતી અને ઇસ્લામી સભ્યતા અનુસાર પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે પરસ્પર સંપર્ક નિષિદ્ધ છે. તેથી મુહમ્મદ (સલ્લ.) સ્ત્રીઓને પ્રત્યક્ષ શિક્ષા આપી શકતા નહોતા. તદુપરાંત, સ્ત્રી-સંબંધિત ઘણા એવા મામલાઓ પણ હોય છે, જેને સ્ત્રીઓ પુરુષોથી

(શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)

કરી શકતા, તેમને કષ્ટ આપતા હતા અને તેમના પર અત્યાચાર કરતા હતા અને પત્નીઓ વચ્ચે ન્યાય-સંગત વ્યવહાર નહોતા કરતા. આ બૂરાઈઓ દૂર કરવા માટે ચાર પત્નીથી વધારે ઉપર પ્રતિબંધ મૂકી દીધો તથા ચારની પરવાનગી પણ એ શરતે આપવામાં આવી કે તેમના સાથે સમાનતાનો અને ન્યાય-સંગત વ્યવહાર કરવામાં આવે.

અહીં એ વાત ધ્યાનમાં રહે કે બહુપત્નીત્વ જે સમાજનો સ્વભાવ બની ગયો હોય, તેને એ આજ્ઞા આપી દેવામાં આવતી કે તે એકથી વધારે પત્ની ન કરે, તો તે આવી આજ્ઞાનું પાલન કરી શકતો નહીં, ચોરીછૂપે તેની અવહેલના કરતો (આજના 'સુસભ્ય' સમાજમાં પણ આવું ઘણું થઈ રહ્યું છે) અને શુદ્ધ સમાજ ન બની શકતો, જે ઈસ્લામનો ધ્યેય હતો, સર્વથા દૂષિત થઈ જતો. એકથી વધારે પત્નીની આવશ્યકતા કેવળ એ વખતના આરબ સમાજને જ નહોતી, અત્યારે પણ તેની આવશ્કયતા છે, બીજા દેશોના સમાજને પણ હોઈ શકે છે. વ્યક્તિગત રૂપે આપણા સમાજને પણ હોઈ શકે છે; તેથી દરેક સુબુદ્ધિ સ્વીકાર કરશે કે સમાજને શુદ્ધ રાખવા માટે ઈસ્લામનો બહુપત્નીત્વ પર આધારિત નિયમ અત્યંત દૂરંદેશી પર આધારિત છે.[1]

આ નિવેદનથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે એકથી વધારે પત્નીની અનુમતિ દ્વારા દસ-દસ પત્નીઓ રાખવાને પ્રતિબંધિત કરી દીધું, તો બીજી તરફ સમાજને દૂષિત કરનાર વ્યભિચાર, વેશ્યાવૃત્તિ અને રખાત પદ્ધતિના દ્વાર પણ બંધ કરી દીધા. ચારની પરવાનગી, તમામ પત્નીઓમાં સમાનતા અને ન્યાયની સીમા લગાવીને એક પ્રકારે અનાવશ્યક લગ્નો પર પણ બંધન મૂકી દેવામાં આવ્યું. આ બંધન પછી સ્વયં ચાર લગ્નો પણ અટકી ગયા.

---

(પાછળની ફૂટનોંધનું શેષ...)

કહી શકતી નથી, ન પુરુષો તેની શિક્ષા આપી શકે છે. આ જ જરૂરતની પૂર્તિ માટે મુહમ્મદ (સલ્લ.)એ વિભિન્ન વય અને યોગ્યતાઓની સ્ત્રીઓથી લગ્ન કર્યા તથા તેમને શિક્ષા આપીને એ યોગ્ય બનાવી દીધી કે તેણીઓ સ્ત્રીઓને શિક્ષા-દીક્ષા આપી શકે. મુહમ્મદ (સલ્લ.)ની પત્નીઓ હઝરત આઈશા અને હઝરત સલમા ખૂબ વિદ્યાવંત થઈ. મુહમ્મદ (સલ્લ.)ના કથનોને 'હદીસ' કહે છે, હદીસનાં પુસ્તકોમાં આપની પત્નીઓએ વર્ણવેલ હદીસોની સંખ્યા ઘણી છે.

આ ઉદ્દેશ્ય હતો મુહમ્મદ (સલ્લ.) દ્વારા વધારે લગ્ન કરવાનો. મુહમ્મદ (સલ્લ.)ને ઈન્દ્રિય-વાસના પર તો એટલો અધિકાર હતો કે ૨૫ વર્ષ તો આપે પોતાની આધેડ પત્ની હઝરત ખદીજા સાથે વ્યતીત કર્યા. તેમના દેહાંત પછી સૌદા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યા, તેઓ પણ વૃદ્ધ વિધવા હતા, ૪ વર્ષ તેમના સાથે વ્યતીત કર્યા. અન્ય લગ્નો ૫૩ વર્ષની ઉંમર પછી કર્યા, જ્યારે કે કામવાસના ક્ષીણ થઈ જાય છે. આ પત્નીઓ હોવા છતાં રાત્રે આપ એટલી નમાઝ પઢતા કે આપના પગ સૂજી જતા.

૧. વેશ્યાવૃત્તિ, દેહ-વેપાર, અવૈધ અને અનૈતિક યૌન-સંબંધ, માન્યતા-પ્રાપ્ત વેશ્યાલયો, કૉલ-ગર્લ્સની કુપ્રથા તથા આ બધાના ફળસ્વરૂપ અગણિત વિકારો-મનોવિકૃતિઓ, સામાજિક અપરાધો અને તેનાથી થતી અસંખ્ય હાનિઓ, સમસ્યાઓ બહુપત્નીત્વને વર્જિત કરી દેવાનું પરિણામ છે. ઈસ્લામે બહુપત્નીત્વની અનુમતિ આપીને મુસ્લિમ પુરુષ, સ્ત્રી, પરિવાર અને સમાજ, એમ બધાને આ દુષ્પરિણામોથી બચાવી લીધા. (પ્રકાશક)

એ વાત પણ ધ્યાંનમાં રહે કે આ ધાર્મિક નિયમ હતો અને સમાજ ધર્મનિષ્ઠ હતો, તેથી સમાજ આ નિયમનું નિષ્ઠા અને પ્રમાણિકતાથી પાલન કરતો હતો. પરંતુ જે લોકો એક પત્નીત્વના સમર્થક અને એકથી વધારે પત્નીના વિરોધી છે, તેમનું આચરણ શું છે અને તેમના સમાજની દશા શું છે ? ઈસ્લામના બહુપત્નીત્વના નિયમ વિરુદ્ધ સૌથી વધારે પ્રચાર યુરોપ અને અમેરિકાના ખ્રિસ્તીઓએ કર્યો છે.

આ દેશોમાં એકથી વધારે પત્ની પર પ્રતિબંધ છે, પરંતુ વ્યભિચારનો દરવાજો સંપૂર્ણપણે ખુલ્લો છે. રખાત છે, સોસાયટી ગર્લ છે, કૉલ-ગર્લ છે, વેશ્યાઓ છે, ક્લબ છે, હોટલો છે. જનસાધારણ પણ વ્યભિચારી, પ્રમુખ વર્ગ પણ વ્યભિચારી, પાર્લામેન્ટના સભ્યો પણ વ્યભિચારી, મંત્રી પણ વ્યભિચારી અને પાદરી પણ વ્યભિચારી. જે હાલત પુરુષોની છે, એ જ સ્ત્રીઓની છે. કોઈ વર્ગ એવો નથી, જેની સ્ત્રીઓ વ્યભિચારિણી ન હોય. જ્યાં વ્યભિચારનું આવું અને આટલું પ્રચલન હોય, ત્યાં એકથી વધારે પત્નીઓના ખટરાગને કોણ પાળે ? હવે તો પુરુષો અને સ્ત્રીઓનો એવો વર્ગ પણ ઉત્પન્ન થઈ ગયો છે, જે એક લગ્ન પણ કરવા નથી માગતો, કેવળ સ્વચ્છંદતાથી કામ-વાસનાને ભોગવવા ચાહે છે.

આપણે આપણા દેશ પર પણ એક દૃષ્ટિપાત કરવો જોઈએ. આપણો દેશ પણ બૂરાઈઓથી બધી રીતે મુક્ત નથી. અહીં ધર્મ પ્રભાવહીન બની ગયો છે અને બંધારણીય નિયમોની પણ અસર રહી નથી.[1]

---

૧. ઈસ્લામ દરેક મૂલ્ય પર સમાજને શુદ્ધ રાખવા માગે છે અને વ્યભિચાર બધા કાર્યોથી વધારે દૂષિત કરવાવાળું કાર્ય છે. ઈસ્લામે વ્યભિચારને ધાર્મિક પાપ તેમજ નૈતિક અને સામાજિક અપરાધ ઠેરવી દીધું અને તેના માટે કઠોર દંડ નિર્ધારિત કરી દીધો. અફસોસ કે સમાજને શુદ્ધ રાખવા અને નારીના અપમાન અને શોષણને રોકવામાં સક્ષમ આ દંડ અને સજાને બર્બરતાનું નામ આપીને ઈસ્લામને આરોપિત અને બદનામ કરવાનો પ્રયાસ દરેક સ્તરે કરવામાં આવી રહ્યો છે. જો કે હવે (ઈ. ૧૯૯૯) ભારતીય રાજનેતાઓ, ત્યાં સુધી કે ભાજપના વરિષ્ઠ નેતાઓ પણ બળાત્કારની સજા મૃત્યુદંડ આપવાના કાનૂનને લોકસભામાં પસાર કરવાનું એલાન કરી ચૂક્યા છે.

યુરોપના તથાકથિત સભ્ય અને માનવ-પ્રેમીઓ આ સજાને કઠોર જ નહીં, અમાનવીય સજા કહે છે. તેઓ આવું એટલા માટે કહે છે કે તેઓ એવું માનતા જ નથી કે વ્યભિચાર કોઈ નિષિદ્ધ કાર્ય છે. આજથી લગભગ ત્રણ-સાડા ત્રણ વર્ષ પહેલાંની વાત છે કે ડર્બન યુનિવર્સિટીના એક પ્રોફેસરની અધ્યક્ષતામાં યુરોપના વિશ્વ-વિખ્યાત કાનૂનશાસ્ત્રીઓનું એક પ્રતિનિધિ-મંડળ ઈસ્લામી કાનૂન, વિશેષતઃ દંડવિધાનનું અધ્યયન કરવા અને તેના પર વાર્તાલાપ કરવા માટે સાઉદી અરબ આવ્યું. તેમને સ્પષ્ટ રૂપે અનુમતિ આપી દેવામાં આવી કે તેઓ અપરાધ વિભાગમાં જઈને જૂએ કે આ દેશમાં અપરાધની સ્થિતિ શું છે ? તેમણે ત્યાં જઈને જોયું તો આશ્ચર્યચકિત રહી ગયા. યુરોપના જે શહેરોની જનસંખ્યા અરબના શહેરોની જનસંખ્યાના બરાબર છે, અપરાધોની સંખ્યામાં એક હજાર અને એકનું અંતર છે, અર્થાત્ યુરોપમાં એક હજાર અપરાધો થાય છે, તો અરબમાં કેવળ એક અપરાધ જ થાય છે.

આગંતુકોની દૃષ્ટિએ વ્યભિચાર માટે પથ્થર મારી-મારીને મારી નાખવાની સજા અને ચોરના હાથ કાપી નાખવાની સજા અમાનવીય સજા હતી. તેમને કહેવામાં આવ્યું કે તેઓ એક કરોડ ડૉલર કોઈ વ્યક્તિને આપીને જ્યાં ચાહો મોકલી શકો છો, તે સુરક્ષિત નિશ્ચિત સ્થાન પર પહોંચી જશે, જ્યારે કે યુરોપમાં પ્રતિદિન ધાડ પડે છે અને લૂંટફાટ થાય છે, અને અનેક લોકો માર્યા જાય છે. (શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)

હિંદુ ભાઈઓ વિચારે, ઈશ્વરના પૂર્ણ અવતાર કૃષ્ણજી સ્વયં બહુપત્નીવાળા હતા અને તેમનાં પૌરાણિક અને ઐતિહાસિક મહાપુરુષો બહુપત્નીધારી હતા. હિંદુ ધર્મમાં તો બહુપત્નીત્વની સાથે બહુપતિધારીનો પણ ઉલ્લેખ છે. પાંડવોની પત્ની બહુ-પતિત્વવાળી હતી. કોઈ પણ વિચારશીલ નિષ્પક્ષ વ્યક્તિ એ નિષ્કર્ષ પર પહોંચ્યા વિના નહીં રહે કે ઇસ્લામનો બહુપત્નીત્વનો નિયમ બિનમુસ્લિમોના અવૈધ વેશ્યાવૃત્તિ અને પરોક્ષ રખાતવાદથી, સમાજ અને સ્ત્રી-વર્ગ તથા વેશ્યા અને રખાતથી ઉત્પન્ન નિર્દોષ સંતાનો માટે શ્રેયસ્કર અને ગૌરવપૂર્ણ છે.

## ઇસ્લામી પરદાનો પ્રશ્ન :

પ્રશ્ન કરવામાં આવે છે કે શું ઇસ્લામ દ્વારા પ્રતિપાદિત પરદા પદ્ધતિ પુરુષ અને સ્ત્રીમાં ભેદ કરનાર અને સ્ત્રીઓના સ્વાસ્થ્ય તથા ઉન્નતિ માટે બાધક નથી ?

અમારો જવાબ એ છે કે ઇસ્લામી પરદા બધી રીતે ઉચિત અને અતિ આવશ્યક છે. જ્યાં સુધી પુરુષ અને સ્ત્રીની સમાનતાનો પ્રશ્ન છે, ઇસ્લામે જ સૌપ્રથમ સ્ત્રી જાતિને

(પાછળની ફૂટનોંધનું શેષ...)

ઇસ્લામી શરીઅતના ગુણ અને પ્રભાવથી માહિતગાર થઈને તે લોકોએ પોતાની ધારણા પર ખૂબ જ શરમ અનુભવી અને પાછા ફરીને પ્રેસ કોન્ફરન્સમાં કહ્યું કે ઇસ્લામી કાનૂન જ અપરાધોને સમાપ્ત કરી શકે છે તથા નિઃસંદેહ મુસલમાનો પોતાના કાનૂન પર ગર્વ કરી શકે છે.

અંતે એ પણ જોઈ લો કે હિંદુ ધર્મમાં વ્યભિચાર વિશે શું કાનૂન છે ? મનુસ્મૃતિના કેટલાક નિયમો મોટાભાગે નીચે પ્રમાણે છે :

કોઈ શુદ્ર દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય)ની કોઈ સ્ત્રીની સાથે સંભોગ કરે તો તેને પ્રાણ-દંડ આપવો જોઈએ. (મનુસ્મૃતિ, ૮/૩૫૯)

પારકી સ્ત્રીની સાથે સંભોગમાં પ્રવૃત્ત પુરુષોને ડરાવનાર સજા આપીને અને અંગ-ભંગ કરીને રાજા તેને દેશમાંથી કાઢી મૂકે. (૮/૩૫૨)

ગૃહસ્થે જે પુરુષને પોતાની પત્નીથી વાત કરવાની મનાઈ કરી દીધી હોય, તે એ ગૃહસ્થની પત્નીથી વાત ન કરે. મનાઈ કરેલ પુરુષ જો વાત કરે તો તે સોળ માશા (૧ માશા=તોલાનો બારમો ભાગ) સોનું દંડ ભોગવવાને પાત્ર છે. આ નિયમ નટની સ્ત્રી માટે નથી અને પત્નીથી પોતાની જીવિકા ચલાવનાર માટે પણ નથી; કેમ કે તે સ્વયં જ પોતાની સ્ત્રીઓનો અન્ય પુરુષોથી સંબંધ કરાવે છે અને સ્વયં પાછળ રહીને તેમનાથી વ્યભિચાર કરાવે છે. (૮/૩૬૨)

જે મનુષ્ય કોઈ કન્યાની સાથે બળાત્કાર કરીને તેને દૂષિત કરે છે, તે તત્કાળ વધને લાયક હોય છે. પરંતુ કન્યાની ઇચ્છાથી દૂષિત કરેલ હોય અને તે તેનો સહજાતીય હોય તો તે વધને યોગ્ય નથી હોતો. (૮/૩૬૪)

ઉત્તમ જાતિના પુરુષની સાથે સંભોગ કરવાની ઇચ્છાથી તેની સેવા કરનારી કન્યાને કોઈ સજા ન કરો. પરંતુ હીન જાતિ પાસે જવાવાળી કન્યાનું બળપૂર્વક નિયમન કરો. (૮/૩૬૫)

ઉત્તમ વર્ણની કન્યાની સાથે સંભોગ કરનારો નીચ વર્ણનો પુરુષ વધને યોગ્ય છે. પોતાના બરાબરીના વર્ણની કન્યાની સાથે સંભોગ કરનારો હોય તો ધન આપીને, જો તેના પિતા એ ધનથી સંતુષ્ટ હોય, લગ્ન કરી લે. (૮/૩૬૬)

સંપત્તિ અધિકાર પ્રદાન કર્યો, અનિવાર્ય પરિસ્થિતિમાં ખુલ્અ (પતિત્યાગ)નો અધિકાર આપ્યો અને દરેક હાલતમાં મહેર (લગ્ન સમયે પતિ દ્વારા આપવામાં આવતું સ્ત્રી-ધન) મેળવવાનો અધિકાર નિર્ધારિત કર્યો. આનાથી વિપરીત, હિંદુઓમાં તો વિધવાઓને જીવતી બાળી નાખવામાં આવતી હતી, જાણે તેનું પોતાનું સ્વતંત્ર કોઈ અસ્તિત્વ જ ન હોય. ઈસ્લામમાં વિધવાઓને હક્ક છે કે પતિના મૃત્યુના (અથવા તલાક આપ્યાના) ૪ મહિના ૧૦ દિવસ પછી પોતાનું બીજું લગ્ન કરી શકે છે અને સુખી જીવન વ્યતીત કરી શકે છે.[૧] હિંદુ ધર્મની વિધવાને બીજા લગ્ન કરવાનો અધિકાર નહોતો અને ન સુખી જીવન વ્યતીત કરવાનો તેને અધિકાર હતો. તેને પોતાના પરિવારમાં તિરસ્કૃત અને અપમાનિત બનીને રહેવું પડતું હતું.

ખ્રિસ્તી દેશોમાં અત્યાર સુધી સ્ત્રીઓને સંપત્તિ-અધિકાર પૂર્ણરૂપે માન્ય નથી. એક સમય હતો કે જયારે યુરોપના વિદ્વાનોમાં આ વિશે વાદ-વિવાદ થયા કરતો હતો કે સ્ત્રીઓમાં આત્મા છે કે નહીં.

પરદા સ્ત્રીઓના સ્વાસ્થ્ય અને ઉન્નતિમાં અવરોધરૂપ કેમ છે ? શું સ્વાસ્થ્ય માટે એ અનિવાર્ય છે કે સ્ત્રીઓ બેપરદા ફરે ? સ્ત્રીઓને કેવળ પરદાની આજ્ઞા છે, તેઓ પોતાના પતિઓની સાથે પદરામાં રહીને પણ હરી-ફરી શકે છે, તેની કોઈ મનાઈ નથી.

મુસ્લિમ મહિલાઓ સ્વસ્થ નથી રહેતી તો સ્વસ્થ બાળકોને જન્મ કેવી રીતે આપે છે અને મુસલમાનો સ્વસ્થ કેવી રીતે રહે છે ? મુસલમાનોના ત્વરિત વિજયોથી દુનિયા ચકિત રહી ગઈ હતી, શું તેઓ મુસ્લિમ માતાઓના સંતાનો નહોતા ? તેમના સમયમાં તો કડક પરદો હતો.

સ્ત્રીઓનાં સ્વાસ્થ્ય, ઉન્નતિ, સમતા અને સમાનતા વગેરેનો પ્રશ્ન યુરોપે ઉઠાવેલ છે, જેણે સ્ત્રીઓને કામવાસનાનું સાધન બનાવી રાખેલ છે. દરેક ધર્મ અને પ્રાચીન સભ્યતામાં ધન કમાવવું પુરુષોની જવાબદારી રહી છે અને સ્ત્રીઓનું ક્ષેત્ર ઘર રહ્યું છે. હિંદુ ધર્મ અને તેની સભ્યતામાં ક્યારે સ્ત્રીઓ પર કમાવાનો બોજ નાખવામાં આવ્યો હતો ? રહ્યો પ્રશ્ન પુરુષો અને સ્ત્રીઓમાં સમાનતા અને સમાન અધિકારનો, તો સ્ત્રીઓના અધિકારોના સમર્થકો પહેલાં ઈશ્વરથી માગે કે તેઓ પુરુષો અને સ્ત્રીઓને સમાન બનાવે. પુરુષ પણ સંતાનને જન્મ આપે. સ્ત્રીઓ જ આ કષ્ટ કેમ ઉઠાવે ?

૧. આ ૪ મહિના એ ૧૦ દિવસનું રોકાણ એટલા માટે છે કે જો તે ગર્ભવતી થવાના આરંભિક ચરણમાં જ વિધવા (અથવા તલાક પામેલ) થઈ ગઈ હોય તો આ મુદ્દતમાં તેનું ગર્ભવતી હોવું સ્પષ્ટ થઈ જાય અને નવા લગ્નથી સ્થાપિત દાંપત્ય-સંબંધ અગાઉના પતિની સંતાનથી ઉદ્ભવતી સમસ્યાઓના નુકસાન અને જટિલતાઓના પ્રભાવથી બચી જાય.

શરીર-વિજ્ઞાન અને મનોવિજ્ઞાન અનુસાર સ્ત્રીઓ શરીર અને મનથી કોમળ હોય છે. પરદા તેમની રક્ષા માટે સર્વથા ઉપયોગી છે. તે તેમને કુદષ્ટિથી બચાવે છે. કુદષ્ટિના પરિણામો ક્યારે ખૂબ ગંભીર હોય છે. અપહરણ અને બળાત્કાર કુદષ્ટિના જ પરિણામે થાય છે. પરહેજ ન કરીને બીમાર થવું કોઈ સમજદારી નથી.[1]

## ગૌ-વધનો પ્રશ્ન :

પ્રશ્ન કરવામાં આવે છે કે ઇસ્લામ ડુક્કરના માંસ પર તો પ્રતિબંધ મૂકે છે, પરંતુ ગાયના માંસ પર નહીં. શું આ ઉચિત છે ? આ પ્રશ્ન બધી રીતે બુદ્ધિ-વિરુદ્ધ છે.

સામાન્ય મનુષ્ય પણ ડુક્કર અને ગાયના ભેદને સમજે છે. ડુક્કર કેટલું ઘૃણિત પશુ છે ? ગાય તો હિંદુ-મુસલમાન સૌ પોતાના ઘરમાં પાળે છે, પરંતુ ડુક્કર કેટલી ગંદકીમાં ઉછરે છે, તેની કોને ખબર નથી ? ડુક્કરના માંસ પર ઇસ્લામે સર્વથા ઉચિત પ્રતિબંધ લગાવ્યો છે.[2] રહ્યો ગાયના માંસનો પ્રશ્ન, તો ગૌ-માંસને અવશ્ય ઇસ્લામે વૈધ ઠરાવ્યો છે, પરંતુ અનિવાર્ય નહીં. ઈસ્લામના તમામ નિયમો બુદ્ધિ, જ્ઞાન અને તર્ક પર આધારિત છે, કેવળ ધાર્મિક ભાવના પર નહીં. તે એક શુદ્ધ એકેશ્વરવાદી ધર્મ છે. તે ગાયને પૂજ્ય નથી માનતો.

---

૧. સ્ત્રીઓના પરદા પર સ્ત્રીઓના એવા જ અભિભાવકો આક્ષેપ કરે છે, જેમની દૃષ્ટિમાં સ્ત્રીઓના સ્ત્રીત્વ અને સતીત્વનું કોઈ મૂલ્ય નથી. તેઓ તેમને પુરુષોની કામ-વાસનાની પૂર્તિનું સાધન માત્ર સમજે છે. આવા લોકો ઈસ્લામના પરદાના નિયમની સાર્થકતાને શું સમજશે ?

સ્ત્રીમાં પુરુષ માટે પ્રાકૃતિક આકર્ષણ છે. તેથી પુરુષ સ્ત્રીને જોઈને સ્વભાવતઃ આકર્ષિત થાય છે.

સ્ત્રીઓની બેપરદગી જ વ્યભિચારનો દરવાજો છે અને ઇસ્લામ તેને પરદા દ્વારા બંધ કરે છે. સ્ત્રીઓની સૌથી મૂલ્યવાન સંપત્તિ તેમનું સતીત્વ છે અને ઇસ્લામ તેનો રક્ષક છે અને પરદા-વિરોધીઓ તેમના દુશ્મન છે.

ભારત પરદાથી અવગત નહોતું. મુસલમાનો ભારત આવ્યા, હિંદુઓએ જોયું કે મુસલમાન સ્ત્રીઓ પરદામાં રહે છે, તો પરદાની ઉપયોગિતા તેમની સમજમાં આવી અને હિંદુઓમાં પણ પરદો પ્રચલિત થયો. વર્તમાન સમયમાં હિંદુઓમાં એ ભાવના ઉત્પન્ન થઈ કે પરદા તો મુસલમાનોનું અનુકરણ અને આપણી પ્રાચીન સભ્યતાના વિરુદ્ધ છે, તેથી પરદો ઉઠાવી લેવામાં આવ્યો. જે યુવતીઓ અને મહિલાઓ બ્લાઉઝ અને સાડીઓ પહેરે છે, તેમનું એક ફૂટ જેટલું બ્લાઉઝ ઉપર ગળાથી છાતી સુધી ખુલ્લું અને નીચે છાતીના જડથી નાભિના પણ ખૂબ નીચે સુધી પેટ અને પીઠ ખુલ્લી રહે છે, સાડી શરીરથી ચોંટેલી, જેનાથી અંગ-અંગ જાહેર થાય છે. આનું જ પરિણામ છે, જે આપણે સમાચારપત્રોમાં યુવતીઓ અને મહિલાઓથી બળજબરીથી વ્યભિચાર અને અપહરણની માહિતીઓ જોતા રહીએ છીએ. આ જ સ્થિતિ રહી તો ભારતની પણ એ જ હાલત થશે, જે યુરોપ-અમેરિકાની થઈ રહી છે, જ્યાં મનુષ્ય પશુ બની ગયો છે, બલ્કે પશુથી પણ નિમ્નતર.

૨. રાજેન્દ્ર નારાયણ લાલજીએ કેવળ ગૌ-વધના પ્રશ્નને લઈને સંક્ષેપમાં ચર્ચા કરી છે. પરંતુ આ પ્રશ્નની સાથે જીવ-હિંસાનો પ્રશ્ન પણ જોડી દેવામાં આવ્યો છે અને ઇસ્લામ પર એ આક્ષેપ કરવામાં આવે છે કે તે જીવ-હિંસાની પરવાનગી આપે છે. તેથી જરૂરી છે કે આ બાબતની સાર્થકતા પર પણ વિચાર કરી લેવામાં આવે.

વાસ્તવમાં આ વિષય ગૌ-રક્ષાના પ્રશ્નને ભાવુક અને ઉત્તેજનાપૂર્ણ બનાવવા માટે ઉઠાવવામાં આવે છે, જે બુદ્ધિ, જ્ઞાન-વિજ્ઞાન, કાર્ય, વ્યવહાર કોઈના માટે અનુકૂળ નથી. (શેષ ફૂટનોંધ આગળના પૃષ્ઠ પર...)

જયાં સુધી હિંદુ-મતનો સંબંધ છે, સિંધુ ખીણની સભ્યતાવાળા હિંદુઓએ ગાયને ધાર્મિક માન્યતા નહોતી આપી. આર્યોએ, જેઓ કૃષિ સભ્યતાના જનક હતા, ગાયને આર્થિક દૃષ્ટિએ બાધ્ય માનેલ હતી, પરંતુ વિશેષ ઉત્સવો પર આર્યો બળદના માંસનો ઉપયોગ કરતા હતા. અગાઉના સમયમાં યજ્ઞોમાં અત્યધિક જીવ-હિંસા થતી હતી. ગૌ-મેધ યજ્ઞ સુદ્ધાં થતો હતો. બૌદ્ધ અહિંસા આ જ વધારે પડતી હિંસાની પ્રતિક્રિયા સ્વરૂપે પ્રગટ થઈ. પરંતુ તે પણ વ્યવહારિક સાબિત ન થઈ. ઘણું કરીને મોટાભાગના બૌદ્ધો માંસાહારી છે. ભેંસો અને બકરાઓની બલિ તો અત્યાર સુધી દેવી-દેવતાઓ પર ચઢાવવામાં આવી રહી છે.[1]

જગતની તમામ જાતિઓ, ચાહે તે સભ્ય હોય કે અસભ્ય, તથા દુનિયાના તમામ ધર્મોના અનુયાયીઓ, તેમાં માંસાહારી મોજૂદ છે. સ્વયં ભારતમાં એક નાના વર્ગને છોડીને તમામ હિંદુ જાતિ માંસ-માછલી ખાઈ રહી છે. આ કેવો તમાશો કે અંધેર છે કે દેવી-દેવતાઓ પર ભેંસો અને બકરાઓની બલિ ચઢાવતા જવું અને માંસ-માછલી ખાતા જવું અને ઈસ્લામ પર જીવ-હિંસાનો આક્ષેપ કરતા રહેવું ! ઈસ્લામ કોઈ એક દેશ

(પાછળની ફૂટનોંધનું શેષ...)

વાસ્તવિકતા તો એ છે કે સ્વયં હિંદુ ધર્મમાં માંસાહારની અનુમતિ છે. જૂઓ, મનુસ્મૃતિ, અધ્યાય-૫ ના નિમ્નલિખિત શ્લોક –

''બ્રાહ્મણ યજ્ઞ વખતે અથવા સેવકની રક્ષા માટે પ્રશસ્ત પશુ-પક્ષીઓનો વધ કરી શકે છે – કેમ કે અગત્સ્ય મુનિએ પહેલાં આવું કર્યું હતું.'' (મનુસ્મૃતિ, ૫/૨૨)

''પહેલાં ઋષિઓ, બ્રાહ્મણો અને ક્ષત્રિઓએ જે યજ્ઞો કર્યા, તેમાં ખાદ્ય પશુ-પક્ષીઓના માંસનું હવન થયેલ છે.'' (મનુસ્મૃતિ, ૫/૨૩)

''મંત્રો દ્વારા પવિત્ર કરેલ માંસ ખાવું જોઈએ. બ્રાહ્મણને જયારે પણ માંસ ખાવાની ઇચ્છા થાય તો વિધિના નિયમ અનુસાર માંસ ખાઈ શકે છે. બીમારીની સ્થિતિમાં અન્ય આહારથી પ્રાણ જવાના ભયથી ખાઈ શકે છે. બ્રહ્માએ આ બધું પ્રાણ માટે અન્ન માન્ય કર્યું છે. સ્થાવર (અન્ન, ફળ વગેરે) અને જંગમ (ચલિત વસ્તુઓ) પશુ-પક્ષી વગેરે બધું પ્રાણ માટે જ ભોજન છે.'' (મનુસ્મૃતિ, ૫/૨૭-૨૮)

''(શ્રાદ્ધ કે મધુપર્ક અર્થાત્ દેવતાને અર્પણ કરવા માટે મેળવેલ દહી, ઘી, પાણી, ખાંડ અને મધ) તથા વિધિ નિર્ધારિત થઈ ગયા પછી જે મનુષ્ય માંસ નથી ખાતો, તે મૃત્યુના એકવીસ જન્મ સુધી પશુ થાય છે. બ્રાહ્મણ કદી મંત્રોથી સંસ્કાર કર્યા વગર પશુઓનું માંસ ન ખાય, સનાતન વિધિને માનીને મંત્રોથી સંસ્કૃત કરેલ પશુઓનું માંસ ખાય.'' (મનુસ્મૃતિ, ૫/૩૫-૩૬)

સંત વિનોબાજી ગીતા પ્રવચનમાં કહે છે – ''ભવભૂતિ કે ઉત્તર રામચરિત' માં એક પ્રસંગ આવ્યો છે. વાલ્મીકિના આશ્રમમાં વશિષ્ઠ ઋષિ આવ્યા. તેમના સ્વાગતમાં ગાયના એક નાના વાછરડાને મારવામાં આવ્યું, તો એક નાનો છોકરો મોટા છોકરાથી કહે છે - 'આજે અમારા આશ્રમમાં એક દાઢીવાળો આવ્યો છે, તેણે અમારું વાછરડું મારી નાખ્યું.' મોટો છોકરો ઉત્તર આપે છે - 'અરે, એ તો વશિષ્ઠ ઋષિ છે, આવું ન બક.'' (ગીતા પ્રવચન, અ-૭, પૃ-૨૫૬)

૧. આવા તો અનેક પ્રમાણો વિદ્વાનોના પુસ્તકોમાં આપણા સામે છે. માસિક 'સરિતા' દિલ્હીમાં રતનલાલ બંસલના ગૌ-વધ વિષય પર ઘણાં લેખો પ્રકાશિત થયા હતા.

કે એક જાતિનો ધર્મ નથી, સમગ્ર વિશ્વનો ઈશ્વરીય ધર્મ છે. જગતમાં અનેક દેશો છે, જેમના નિવાસીઓની મુખ્ય જીવિકા માંસ કે માછલી અથવા બંને છે, પછી સાર્વભૌમિક ધર્મ ઈસ્લામ જીવ-હિંસાને કેવી રીતે પ્રતિબંધિત ઠરાવી શકે છે ?

## ઈસ્લામી રાજ્ય સંબંધે પ્રશ્ન :

સામાન્ય રીતે એવું સમજવામાં આવે છે કે રામ-રાજ્ય, વિક્રમાદિત્ય અને અશોકના જેવું આદર્શ રાજ્યો ઈસ્લામ દ્વારા સ્થાપિત નથી થયા. પરંતુ વાસ્તવિકતા આ નથી.[૧]

રામ-રાજ્યની આધારશિલા ઐતિહાસિક નથી, બલ્કે પૌરાણિક અને કાલ્પનિક છે. તદુપરાંત, સીતા-નિર્વાસન અને બ્રાહ્મણવાદના પોષક તત્ત્વોના કારણે આધુનિક યુગમાં તે આલોચનાનો વિષય બનેલ છે, જેમ કે દક્ષિણ ભારતમાં સ્વયં હિંદુઓ જ તુલસીકૃત રામાયણ પ્રત્યે આદરનો ભાવ પ્રગટ નથી કરતા. જ્યાં સુધી અશોકના ધર્મ-રાજ્યનો પ્રશ્ન છે, તે પણ બૌદ્ધ ધર્મ દ્વારા અતિ રંજિત છે. જ્યાં સુધી અશોકનું વ્યક્તિત્વ રહ્યું, ત્યાં સુધી તે સામ્રાજ્ય જીવિત રહ્યું, તે પછી તે સહસા નષ્ટ થઈ ગયું અને ભારતીય કોમને તેણે ખૂબ જ નબળી બનાવી નાખી. અશોક પછી ભારતનો ઈતિહાસ કેટલીય સદીઓ સુધી અંધકારમય છે. બૌદ્ધ ધર્મ પ્રચાર-પ્રસાર માટે પ્રસિદ્ધ છે, ન કે આદર્શ અને સ્થાયી શાસન માટે. ડૉ. ભંડારકરે અશોકની ઉપલબ્ધિઓની કડવી આલોચના કરી છે. વિક્રમાદિત્યનો યુગ સુવર્ણ યુગ અવશ્ય રહ્યો, પણ આંતરરાષ્ટ્રીય આધાર પર નહીં. ભારતમાં તે વખતે હિંદુઓ જ મુખ્ય હતા. એ દૃષ્ટિકોણથી શેરશાહ અને અકબર, જહાંગીર અને શાહજહાંનો ઐતિહાસિક સુવર્ણ યુગ વધારે પ્રભાવી અને પ્રશંસનીય છે કે તેમનું સામ્રાજ્ય વધારે વિસ્તૃત હતું અને હિંદુઓની બહુમતી હોવા છતાં આ શાસકો અલ્પસંખ્યક વર્ગનાં હતા. તેમની ધાર્મિક ઉદારતા અને તેમના સમયની સુખ-સમૃદ્ધિ વિક્રમાદિત્યના કાળથી વધારે પ્રભાવશાળી છે. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિકોણથી મુહમ્મદ સાહેબના ચાર પ્રથમ ખલીફાઓની સાદગીનો આદર્શ અને ત્યારપછીના ખલીફા હારૂન

૧. ઈસ્લામી રાજ્યની વાસ્તવિકતાથી સામાન્ય લોકો માહિતગાર નથી. ઈસ્લામી રાજ્યનો એ સિદ્ધાંત સર્વોચ્ચ છે કે સમગ્ર સૃષ્ટિ અને આ સંસાર ઈશ્વરનો છે. એ જ તેનો સ્વામી અને શાસક છે. મનુષ્ય તેનો પ્રતિનિધિ છે. તેને એ અધિકાર નથી કે તે જે રીતે ઇચ્છે શાસન કરે. તેનું કર્તવ્ય છે કે તે ઈશ્વર-પ્રદત્ત સંવિધાન અનુસાર શાસન કરે. જે રાજ્ય આ સિદ્ધાંત પર આધારિત ન હોય, તે ઈસ્લામી રાજ્ય નથી હોઈ શકતું, ચાહે તેનો શાસક મુસલમાન કેમ ન હોય. ભારતમાં મુસલમાનોએ જે રાજ્ય સ્થાપિત કર્યું, તે પૂર્ણતઃ ઈસ્લામી રાજ્ય નહોતું. ઈસ્લામી રાજ્યનું બંધારણ પવિત્ર કુર્આન છે. આદર્શ ઈસ્લામી શાસકો મહામાનવના ખલીફા (ઉત્તરાધિકારી) અબૂબક્ર, ઉમર, ઉસ્માન અને અલી (રદિ.) હતા. આ લોકો આદર્શ ઈશ્વર-ભક્ત હતા. શાસનમાં ફકીરી કરતા હતા અને ફકીરીમાં શાસન. તેઓ એટલા પ્રજાપાલક, એટલા ન્યાયશીલ અને એટલા નિઃસ્વાર્થ તેમજ એવું સાધારણ જીવન વ્યતીત કરવાવાળા હતા કે ઈતિહાસમાં તેમનું ઉદાહરણ શોધ્યે નથી મળી શકતું.

રશીદનું આસાધારણ રૂપે ઉચ્ચ શાસનનું ઈતિહાસમાં બીજું કોઈ ઉદાહરણ નથી. દૂર ન જતાં વર્તમાન કાળમાં મોંઘવારી, અસહિષ્ણુતા અને ઉચ્ચ શાસક વર્ગમાં ભ્રષ્ટાચારનો અસાધ્ય રોગ વ્યાપ્ત છે, એ સંદર્ભમાં (વસ્તુઓના) મૂલ્યોના નિયંત્રણ માટે અલાઉદ્દીન, સહિષ્ણુતા માટે શેરશાહ અને સર્વોચ્ચ શાસકમાં વ્યક્તિગત પવિત્રતા માટે ઔરંગઝેબ સહજ રીતે યાદ આવી જાય છે.

## મુસલમાનો પર પૃથકતાવાદનો આરોપ :

મુસલમાનો પર આરોપ લગાવવામાં આવે છે કે તેઓ ખૂબ અલગતાવાદી છે. દક્ષિણી, નીગ્રો, મંગોલ વગેરે જેટલી જાતિઓ ભારત આવી, હિંદુઓમાં ભળી ગઈ, પરંતુ મુસલમાનોએ હજુ સુધી પોતાનું અલગ અસ્તિત્વ બનાવી રાખ્યું છે.

મુસલમાનો પર આ આરોપ લગાવનારાઓ તેના કારણો પર વિચાર નથી કરતા. મુસલમાનો પહેલાં જે જાતિઓ ભારત આવી, તેમના પાસે ન હિંદુઓ જેવો કોઈ ધર્મ હતો, ન વિદ્યા જેવી વિદ્યા હતી, ન જ્ઞાન હતું; તેથી તે હિંદુઓમાં ભળી ગઈ. પરંતુ આનું પરિણામ શું આવ્યું ? હિંદુ ધર્મ વિકૃત થઈ ગયો. વર્તમાન હિંદુ ધર્મ પ્રાચીન વૈદિક ધર્મ નથી. આ અનેક ધર્મોનું મિશ્રણ છે.

બીજી જાતિઓથી વિપરીત મુસલમાનો એક મહાન ધર્મ, એક મહાન ધર્મગ્રંથ-કુર્આન, એક મહાન ધર્મ-નેતા અને અંતિમ ઈશદૂત મુહમ્મદ સાહેબનું આદર્શ જીવન-ચરિત્ર અને વિશાળ ઈતિહાસ લઈને આવ્યા. તેઓ વિશુદ્ધ એકેશ્વરવાદી હતા. તેમનો આધારભૂત કલિમા હતો – 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ' ઈશ્વર સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેમને ગૌરવ હતું કે તેમનું માથું ઈશ્વર સિવાય કોઈના સામે ઝૂકી શકતું નથી. અહીં અસંખ્ય દેવાલયો હતા, જેમાં કાલ્પનિક દેવી-દેવતાઓની પૂજા, ઉપાસના અને આરાધના પ્રચલિત હતી. પશુ-પક્ષી સુદ્ધાંની પૂજા થતી હતી. અહીં અવતારવાદ માન્ય હતો, ત્યાં મુહમ્મદ સાહેબ પણ ઈશ્વરના ઉપાસક, ભક્ત અને અંતિમ દૂત માત્ર હતા. અહીં બ્રાહ્મણવાદ હતો, શુદ્ધ-અશુદ્ધ હતા, ઊંચ-નીચ હતા; મુસલમાનોમાં આ બધા ભેદભાવ નહોતા, સૌ સમાન હતા.

મુસલમાનો પોતાની સભ્યતા, ભાષા વગેરેને સુરક્ષિત રાખવા માગે છે, તો તેમના પર અરાષ્ટ્રીય હોવાનું લાંછન લગાવવામાં આવે છે. હિંદુઓની પોતાની સ્થિતિ શું છે ? હિંદુ તો સૌ છે, તો પછી તેમની ભાષા કેમ અલગ-અલગ છે ? અને કેમ ભાષાઓના આધારે રાજ્ય બન્યા છે ? દક્ષિણના હિંદુઓ તો હિંદી ભાષાનો વિરોધ પણ કરી રહ્યા છે. શિખો પોતાનું રાજ્ય જૂદું ઈચ્છે છે. કશ્મીરમાં મુસલમાનોની બહુમતી છે, જમ્મૂના હિંદુઓ તેને સહન કરતા નથી. ઈચ્છે છે કે જમ્મૂને હિમાચલ પ્રદેશમાં સામેલ

કરી દેવામાં આવે. તમામ પ્રદેશો કેન્દ્રથી વધારેમાં વધારે, અર્થાત્ અધિક સ્વતંત્રતાની માંગ કરી રહ્યા છે, અને પૃથકતા અને અરાષ્ટ્રીયતાના દોષી કેવળ મુસલમાનોને ઠેરવવામાં આવી રહ્યા છે. આ કેવો ન્યાય છે? અમુક મુખ્ય વાતો છોડીને મુસલમાનો કઈ બાબતોમાં રાષ્ટ્રથી અલગ છે? પોલીસ, પી.એ.સી. અને અન્ય વિભાગોમાં તેમના પ્રમાણ અનુસાર સ્થાન આપવામાં આવતું નથી. ત્રીસ વર્ષથી તેમના સાથે અન્યાય થઈ રહ્યો છે.

## મુસલમાનો પર અરાષ્ટ્રીયતાનું કલંક લગાવવું :

કહેવામાં આવે છે કે મુસલમાનોનો દૃષ્ટિકોણ રાષ્ટ્રીય નથી અને તેઓ અરબસ્તાન અને અન્ય મુસ્લિમ રાષ્ટ્રોથી પ્રેરણા ગ્રહણ કરે છે.

આ ધારણા તદ્દન ખોટી છે અને કદાચ આનાથી વધારે કોઈ દૂષિત વિચારધારા નથી હોઈ શકતી. બલ્કે જો એમ કહેવામાં આવે તો વધારે સાચું હશે કે આનાથી વધીને અત્યંત ખરાબ અને ભ્રષ્ટ કોઈ વાત નથી હોઈ શકતી. ઇતિહાસ આ વિચારધારાથી તદ્દન વિપરીત છે. ભારતમાં મુસલમાનોનું સ્થાયી શાસન ઈ. ૭૧૨ થી ઈ. ૧૮૫૭ સુધી રહ્યું. તેઓ ભારત માટે જીવ્યા અને ભારત માટે જ મર્યા. સામાન્ય બુદ્ધિવાળો પણ એ નથી સમજી શકતો કે અરાષ્ટ્રીય લોકો કોઈ દેશમાં એક હજાર વર્ષથી નિવાસ જ નહિં, બલ્કે ત્યાંના શાસક પણ રહ્યા હોય; અને જો મુસલમાનો અરાષ્ટ્રીય હોત તો બહુમતી હિંદુઓ તેમના વિરુદ્ધ સામૂહિક વિદ્રોહ કરી દેતા, પરંતુ હજાર વર્ષની મુદતમાં આવું કદી ન થયું. આરંભને છોડીને અર્થાત્ મુસલમાનોના અહીં સ્થાયી વસવાટથી પહેલાંના સમયને છોડીને દસ સદીઓમાં એક પણ યુદ્ધ એવું નથી થયું, જેમાં એક તરફ કેવળ હિંદુ રહ્યા હોય અને બીજી તરફ કેવળ મુસલમાનો. આનાથી વિપરીત, હિંદુઓની રક્ષક જાતિ રાજપૂતો મુસ્લિમ સામ્રાજ્યના સ્તંભ હતા. કાબુલ પર મોગલ સામ્રાજ્યના માનસિંહ દ્વારા વિજયને ભારતનો વિજય સમજવામાં આવતો હતો. શિવાજીની સેનામાં પણ મુસલમાનો હતા. ત્યાં સુધી કે ઔરંગઝેબના સેનાપતિ પણ રાજા જયસિંહ હતા. ઇતિહાસથી સાબિત થાય છે કે હિંદુ જાતિએ મુસ્લિમ રાજ્યને વિદેશી રાજ્ય ક્યારેય નથી સમજ્યું. આનાથી ઊલ્ટું, ઈ. ૧૮૫૭ માં ભારતીય શાસક વર્ગના દુર્બળ થઈ જવાથી હિંદુઓ અને મુસ્લિમો અંગ્રેજી શાસન વિરુદ્ધ પોતાની રીતે લગાતાર વિરોધ કરતા રહ્યા. ઈ. ૧૮૫૭ માં પ્રથમ ભારતીય સ્વતંત્રતાની લડાઈ મોગલ સમ્રાટ બહાદુરશાહના નેતૃત્વમાં લડવામાં આવી અને હિંદુઓએ સહર્ષ અંગ્રેજી શાસન વિરુદ્ધ એકમત થઈને મોગલ સમ્રાટના નેતૃત્વનો સ્વીકાર કર્યો. સંક્ષેપમાં પ્રથમ સ્વતંત્રતા સંગ્રામમાં મુસલમાનોનું યોગદાન હિંદુઓના બરાબર રહ્યું. ઈ. ૧૯૨૦-૨૧ માં કોંગ્રેસમાં ત્યારે શક્તિ આવી, જ્યારે મુસલમાનોએ ખિલાફત આંદોલનને કોંગ્રેસમાં મેળવી દીધું.

ઈ. ૧૯૧૬ માં જિન્હાના પ્રભાવથી કોંગ્રેસની સાથે સંપૂર્ણ સ્વાધીનતા માટે સમાધાન થયું. ભારત સ્વતંત્ર થાય ત્યાં સુધી વિશુદ્ધ મુસ્લિમ પ્રદેશ સીમા પ્રાંત અબ્દુલ ગફ્ફાર ખાનના નેતૃત્વમાં કોંગ્રેસની સાથે હતું. સુભાષચંદ્ર બોઝની આઝાદ હિંદ ફોજમાં પણ મુસલમાનોનું યોગદાન અપૂર્વ હતું. ક્રાંતિકારીઓમાં અશફાકુલ્લાહ સ્મરણીય છે. કોંગ્રેસની કલ્પના અબૂલ કલામ આઝાદ અને હિફઝુર્રહમાન વગર અધૂરી છે. એ સાચું છે કે પાકિસ્તાનનું નિર્માણ થયું, પરંતુ તેના જનક મિસ્ટર જિન્હા પણ રાષ્ટ્રવાદી જ હતા. ઈ. ૧૯૩૭ માં કોંગ્રેસે મંત્રીમંડળમાં બે સીટો મુસ્લિમ લીગને આપવાનું વચન આપ્યું, પરંતુ ચૂંટણીમાં સફળતાના અહંકારમાં તેણે પોતાનું વચન તોડી નાખ્યું અને શરત મૂકી દીધી કે બંને મુસ્લિમ લીગી સદસ્ય કોંગ્રેસમાં સામેલ થઈ જાય. આ જિન્હાનું ઘોર અપમાન હતું. પાકિસ્તાનના નિર્માણનું ઉત્તરદાયિત્વ એકલા મુસ્લિમ નેતાઓ પર જ નથી, બલ્કે હિંદુ કોંગ્રેસી નેતાઓની અદૂરદર્શિતા, અહંકાર અને ખેંચતાણ પણ હતું. સોદાબાજી અને ધાંધલીની પણ હદ હોય છે. વાસ્તવમાં પાકિસ્તાનનું નિર્માણ ન હિંદુઓ દ્વારા થયું અને ન મુસલમાનો દ્વારા થયું, તેનું નિર્માણ અદૂરદર્શી નેતાઓએ કર્યું, ચાહે તેઓ હિંદુ રાજનેતાઓ હોય કે મુસ્લિમ. બલ્કે તેના માટે કોંગ્રેસ જ વધારે જવાબદાર છે. એક તરફ કોંગ્રેસ પોતાને સમસ્ત ભારતીયોનું પ્રતિનિધિત્વ કરવાની દાવેદાર હતી, બીજી તરફ હિંદુઓનું પ્રતિનિધિત્વ અલગથી કરવાનો દાવો પણ કરતી હતી. તેથી જે થવાનું હતું તે થયું. પાકિસ્તાન સાથે બબ્બે યુદ્ધો થયા. પરંતુ શું ભારતના મુસલમાનો પાકિસ્તાનના પક્ષમાં હતા? અબ્દુલ હમીદનું બલિદાન શું ઐતિહાસિક બલિદાન નથી? ઈકબાલથી વધારે રાષ્ટ્રગાન (રાષ્ટ્રીય ગીત) કોણે લખ્યું? જો મલિક મુહમ્મદ જાયસી, રસખાન, કુતબન, શેખ, કબીર, રહીમ અને સર્વોપરી હિન્દીના જનક ખુસરોને હિંદીથી અલગ કરી દેવામાં આવે તો હિંદીનું શું મહત્ત્વ રહી જાય છે? શું મુસલમાનોએ સ્વતંત્ર ભારતમાં ક્યારેય હિંદીનો વિરોધ કર્યો? આનાથી વિપરીત, જ્યારે દક્ષિણ ભારતના હિંદુઓ એકમત થઈને હિંદીના વિરુદ્ધ છે તો શેખ અબ્દુલ્લાહે હિંદીની હિમાયતમાં અવાજ ઉઠાવ્યો. તેનાથી ઊલ્ટું, સ્વતંત્ર ભારતમાં મુસલમાનોની એ ઉચિત માંગ કે ઉર્દૂનો દ્વિતીય ભાષા તરીકે સ્વીકાર કરી લેવામાં આવે, તો તેનો સ્વીકાર હજુ સુધી કરવામાં નથી આવ્યો.

મક્કા-મદીના તો મુસલમાનોના તીર્થ છે. તેનાથી પ્રેરણા લેવામાં આપત્તિજનક શું છે? જો ઇંગ્લેન્ડનો અંગ્રેજ યરુશલમનો શ્રદ્ધાળુ છે, તો શું તે ઇંગ્લેન્ડ પ્રત્યે અરાષ્ટ્રવાદી બની જાય છે? શું બર્માનો બૌદ્ધ સારનાથ પ્રત્યે શ્રદ્ધા રાખવાથી બર્મા પ્રત્યે અરાષ્ટ્રવાદી બની જાય છે? શું સ્વતંત્ર નેપાળનો હિંદુ કાશી માટે શ્રદ્ધાળુ નથી? મુસ્લિમો અરાષ્ટ્રવાદી છે અને અરબસ્તાન અને કોઈ અન્ય મુસ્લિમ દેશોથી પ્રેરિત થાય છે એવો હિંદુઓનો

આરોપ વાસ્તવમાં એ તથ્યમાં છુપાયેલ છે કે ભારત સિવાય કોઈ અન્ય દેશમાં તેમનાં (હિંદુઓના) તીર્થ નથી. નેપાળ જ એવું રાષ્ટ્ર છે, પરંતુ સ્વતંત્ર ભારતના તેનાથી પણ કંઈ સારા સંબંધ નથી રહ્યા.

